# પહેલી આવૃત્તિના નિવેદનમાંથી

મૂળ તો 'ઝંડાધારી' સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરનું જાણીતું પ્રકાશન; તેમાં બે કલમનું સહકર્તૃત્વ હતું. તેને બદલે એક જ લક્ષ્યથી મારી એક જ કલમે મેં એનું સંસ્કરણ કર્યું.

આ નવસંસ્કરણમાં મેં જે ફેરફારો કર્યા છે—વસ્તુતઃ તો પુનર્લેખન જ કર્યું છે—તે કારણે 'ઝંડાધારી' નામ નીચે તેને પ્રકટ કરવાનો હક્ક મને રહેતો નહોતો.

મૂળ આધારનાં અનેક પુસ્તકો તેમજ ખુદ સ્વ. મહર્ષિજીની આત્મકથા ફરી વાર ઝીણવટથી વાંચી જઈને આ નવા આલેખનમાં મેં પુષ્કળ વિગતો ઉમેરી છે. મહર્ષિના જીવનને પલટો આપનાર કેન્દ્રસ્થ ઘટના મહાશિવરાત્રીએ શિવમંદિરમાં તેમણે નિહાળેલું શિવલિંગ પરનું ઊંદરડાનું રમણભ્રમણ નહિ પણ તેમનાં બહેન અને કાકાનાં મૃત્યુ છે એમ મને લાગ્યું છે. એ મૃત્યુના કરુણ કારમા અનુભવે જ એમનામાં અમરત્વની શોધની તીવ્ર મનોવેદના મૂકી હતી અને તેના જ પ્રેર્યા પોતે સંસાર તજીને નાઠા હતા, એવો મારો ઉકેલ છે.

આ પુનર્લેખનમાં મેં નજર સામે એક જ લક્ષ્ય રાખ્યું છે, કે આર્યસમાજની એક પંથ કે સંસ્થા તરીકેની કશી મીમાંસામાં પડ્યા વગર કેવળ એ પુરુષવરનો જ જીવનવિકાસ કહેતી કથાને ઉપસાવી કાઢવી અને તેમના ચરિત્રને બને તેટલું વધુ ઘટનામય

બનાવવું. તેમાં ભાષાને શબ્દાડંબરથી મુક્ત અને સરળ ચિત્રાત્મક બનાવવા મહેનત લીધી છે. લખતાં લખતાં મારી દૃષ્ટિ સામે મુખ્યત્વે કિશોરો, કુમારો અને યુવાનો, તેમજ બિનસંપ્રદાયી આમજનતા રહી છે. અનેક જીવનપ્રસંગો ઉમેરાયા છે. તકરારી પ્રશ્નોના ગુણદોષોમાં હું ઊતર્યો નથી.

મૂળના ઉત્તરાર્ધમાંના મારા આલેખેલ પ્રસંગો આમાં અપનાવવા દેવા બદલ હું સ્ટેટ્સ પીપલ લિ. નો ઋણી છું

રાણપુર : ૧-૧-'૪૪ ઝવેરચંદ મેઘાણી

# ક્રમ

## જીવન-કથા



## તપસ્વીની તેજધારાઓ

# બાળક મૂળશંકર

સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ)મા મોરબી નામે રાજ્ય છે તેમા ટંકારા નામે ગામ છે આ ગામમા એક સો ને સત્તર વર્ષ પહેલા કરસનજીભાઈ નામના એક ઔદીચ્ય બ્રાહ્મણ રહેતા હતા પોતે જમીનદાર હતા, લેણદેણનો ધ ધો પણ કરતા ભિક્ષાવૃત્તિ નહોતા કરતા ચુસ્ત શિવભક્ત હતા

તેમને ઘેર મૂળશ કર નામે દીકરો હતો દીકરાને માતા પિતા કુળની રીતિ મુજબ શિક્ષણ દેતા હતા પાચ વર્ષની વયે તો મૂળશ કરે દેવનાગરી કક્કો ભણવા માડ્યુ માબાપ એને ધર્મશાસ્ત્રોના શ્લોકો અને સૂત્રો પણ મોયે કરાવતા હતા

મૂળશ કર આઠ વર્ષનો થયો, એને જનોઈ દીધી ગાયત્રી, સ ધ્યા અને તેની ક્રિયા પણ શીખવવામા આવ્યા યજુર્વેદની સ હિતાઓ પણ એને ભણાવવા લાગ્યા ઉપરાત પિતા એને માટીનુ શિવલિ ગ બનાવીને પૂજા કરવાનુ પણ કહ્યા કરતા

દીકરાનો આવો કઠોર ઉછેર મૂળશ કરની બાને ગમતો નહિ છોકરો માદો પડશે, છોકરાને સવારે વહેલા જમવાની ટેવ છે, એ મોડે સુધી ભૂખ્યો ન રહી શકે, અને પૂજાપાઠ કરે તો તો વહેલા જમાય નહિ, એવુ કહીને બા વિરોધ

કરતાં. બાપુ હઠ કરતા કે પૂજા તો કરવી જ જોઈએ, કારણ કે એ તો કુટુંબની રીતિ છે. એમ કરતાં કરતાં આ વિરોધ એટલો બધો વધ્યો કે બા અને બાપુ વચ્ચે કકાસ પણ મચવા લાગ્યો.

આ અરસામાં મૂળશંકરે તો કંઈક વ્યાકરણ, વેદ વગેરેનો અભ્યાસ કરી કાઢચો. બાપુ એને પોતાની સાથે મંદિરોમાં ને સંમેલનોમાં લઈ જતા તથા કહેતા કે શિવની ઉપાસના જ સર્વથી શ્રેષ્ઠ છે. ચૌદ વર્ષનો થતાં સુધીમાં તો મૂળશંકરે યજુર્વેદની સંહિતા પૂરી શીખી લીધી, બીજા વેદોના પાઠ પણ ખતમ કર્યા, નાના નાના વ્યાકરણગ્રંથો પણ ભણી કાઢચા. પછી તો જ્યાં જ્યાં શિવપુરાણ વગેરેની કથા થતી હોય ત્યાં બાપુ એને બેસારતા હતા અને બાની ના છતાં માટીના શિવલિંગનું પૂજન પણ એની પાસે કરાવતા હતા.

એમ કરતાં શિવરાત્રી આવી. તેરશને દિવસે બાપુએ એને શિવરાત્રીની કથાનો મહિમા સંભળાવીને વ્રત કરવાનો પણ નિશ્ચય લેવરાવ્યો. બા કહે કે એનાથી આપડાથી વ્રત નહિ રહેવાય, પણ વ્રત તો લેવાઈ ચૂકયું હતું.

ચૌદશની સાંજ પડી. વસ્તીના મોટા મોટા શિવભક્તો પોતપોતાના પુત્રોને લઈ મંદિરમાં જાગરણ કરવા ગયા. મૂળશંકર પણ બાપુ સાથે ત્યાં ગયો. શિવરાત્રીના પહેલા પહોરની પૂજા કરીને પૂજારીઓ તો બહાર નીકળી ઊંઘી ગયા, પણ ન સૂતો એક મૂળશંકર. એણે સાંભળી રાખ્યું હતું કે સૂવાથી તો શિવરાત્રીનું ફળ ન મળે. આંખે પાણી છંટકોરી

છ ટકોરીને એ જાગતો રહ્યો પછી તો બાપુ પણ સૂઈ ગયા.

O

'બાપુ! બાપુ! જાગો ને!'

'કેમ મૂળશંકર? શું છે?'

'હે બાપુ, આ મંદિરના જે મહાદેવ છે, તે પેલા શિવરાત્રીની કથાવાળા મહાદેવ, કે કોઈ બીજા?'

'એમ કેમ પૂછે છે?'

'કથાના મહાદેવ તો પોઠિયાના વાહનવાળા, ફરતા હરતા, ખાતાપીતા, હાથમાં ત્રિશૂળ રાખતા, ડમરુ બજાવતા, વર દેતા ને શાપ આપતા કૈલાસપતિ છે, તો આ મહાદેવ કેમ નિર્જીવ છે?'

'નિર્જીવ કેમ?'

'આ મહાદેવના લિંગ ઉપર તો ઊંદરડા ચડે છે ને ગંદકી કરે છે, મહાદેવજી એમ કેમ કરવા દે છે?'

'તે ક્યારે જોયું?'

'અત્યારે જોયું તમે બધા સૂઈ ગયા હતા, હું જાગતો હતો'

'છોકરા, આ તો કળિયુગ છે કૈલાસના મહાદેવ સાક્ષાત્ દર્શન દેતા બંધ પડ્યા છે એટલે જ એની મૂર્તિનું આવાહન કરવાનું છે આંહી એની મૂર્તિને પૂજીએ એટલે ત્યાં કૈલાસમાં એ પ્રસન્ન થાય'

મૂળશંકર ચુપ બની ગયો મનમાં ને મનમાં એને

થયુ, નક્કી આ બાબતમાં કાંઈક ગોટાળો છે. રાત હજુ ઘણી બાકી હતી, પણ મૂળશંકરને કકડીને ભૂખ લાગી હતી. એણે બાપુને પૂછ્યું, 'ઘેર જાઉં ?'

'હા, સિપાહીને લઈ ને જા, પણ ખબરદાર! સવાર પહેલાં ખાઈ ન લેતો.'

ઘેર પહોંચીને મૂળશંકરે બાને કહ્યું, 'બા, ભૂખ બહુ લાગી છે. રહેવાતું નથી.' બાએ મીઠાઈ આપી. એ ખાઈને રાતના એક વાગે મૂળશંકર સૂઈ ગયો.

બાપુએ સવારે ઘેર આવીને જાણ્યું કે મૂળશંકરે શિવરાત્રિ ભાંગી! બહુ ગુસ્સે થયા. કહે કે તેં મહાપાપ કર્યું.

મૂળશંકરે જવાબ દીધો: 'એ કથાવાળા મહાદેવ તો નથી, તો પછી હું શીદ એની પૂજા કરું? તમે કહો છો કે ભણ, પણ મને આ પૂજાપાઠમાંથી વખત જ ક્યાં મળે છે?'

એવું મનમાં તો નહોતું, છતાં ઉપરથી કહીને પિતાને શાંત પાડ્યા. બાએ ને કાકાએ પણ બાપુનો રોષ ઓછો કરાવ્યો. બાપુ કહે, ભલે ભણે. નાનકડા મૂળશંકરે ભણવા માંડ્યું: નિઘંટુ, નિરુક્ત અને પૂર્વમીમાંસા જેવાં અઘરાં શાસ્ત્રો ગોખવા લાગ્યો અને કર્મકાંડ પણ શીખવા લાગ્યો.

o

મૂળશંકર સોળ વર્ષનો થયો ત્યારે એની બહેન ચૌદ વર્ષની હતી. બહેન એને બહુ વહાલી હતી. એક રાત્રીએ એક ઠેકાણે નાચનો જલસો હતો, ત્યાં મૂળશંકર પોતાના ^{૧}બાપ સાથે બેઠો હતો. નોકરે આવીને ખબર આપ્યા

કે બહેનને ઝાડા-ઊલટી થઈ આવ્યાં છે. બધાં ઘેર આવ્યાં, વૈદોને બોલાવ્યા, દવાઓ દીધી, પણ ચાર કલાકમાં તો બહેનનો જીવ ઊડી ગયો.

જન્મ ધરીને પહેલી જ વાર મૂળશંકરે માનવીને મરતું જોયું. એના હૃદય પર વજ્રપાત થયો. બીજાં બધાં રોકકળ કરવા લાગ્યાં, પણ મૂળશંકરને રડવું આવ્યું જ નહિ. એના દિલ પર તો મોતની ધાક જ પડી ગઈ; એ ડઘાઈ ગયો: અરે, સંસારમાં શું કશું જ નથી! હુંયે શું કોઈક દિવસ આમ ઊડી જવાનો! તો તો કંઈક એવું કરવું જોઈએ કે જેથી આ જન્મમરણનાં દુઃખોમાંથી છુટકારો મળે. આ વિચાર એ બહેનના શબ સામે કરતો રહ્યો. વિચાર એણે મનમાં જ સંઘર્યો, કોઈને કશું કહ્યું નહિ.

આખું કુટુંબ રડી રહ્યું હતું. મૂળશંકર પાષાણની પ્રતિમા જેવો સૂનમૂન ઊભો હતો. વિચારો વેગ કરતા હતા: નક્કી એક દિવસ મૃત્યુ આવી ઊભું રહેશે. એ દુઃખના નિવારણની દવા હું તે ટાણે ક્યાં શોધવા જઈશ? કોના વિશ્વાસે રહીશ? મુક્તિનો ઈલાજ મારે ચોક્કસ હાથ કરવો જ જોઈએ. એ મનસૂબો કરતાં કરતાં સંસાર પરથી એનું મન તદ્દન ઊઠી ગયું.



ઓગણીસ વર્ષનો થયો, એટલે ફરી એક વાર મૂળશંકરને મૃત્યુએ દેખા દીધી. આ વખતે મૃત્યુએ એના વહાલા, એના પર અગાધ વહાલ વરસાવતા, ધર્માત્મા અને વિદ્વાન એવા એના કાકાને ઝપટમાં લીધા.

મરતી વેળા કાકાએ એને પાસે બોલાવ્યો. લોકો કાકાની નાડી જોતા હતા. એ પણ પાસે જઈ બેઠો હતો. એની સામે જોતાં જ કાકાની આંખોમાંથી દડ દડ આંસુની ધારા વહેવા લાગી. એને પણ ખૂબ ખૂબ રડવું આવ્યું, આંખો સૂજી ગઈ. આટલું રડવું તો એને અગાઉ કદી પણ આવેલ નહિ. એ વખતે એને પ્રતીતિ થઈ કે હું પણ નક્કી એક દિવસ કાકાની જેમ જ મરવાનો છું. એ મૃત્યુથી મૂળશંકરે મનમાં ગાંઠ વાળી કે આ સંસારમાં કશો સાર નથી. બા-બાપુને તો આ વાત એણે કરી નહિ, પણ બીજા મિત્રોને જણાવ્યું કે પોતાનું દિલ ગૃહસ્થાશ્રમમાં જોડાવાનું નથી રહ્યું. મિત્રોએ જઈ આ વાત એનાં બા-બાપુને કહી. તેમણે બેઉએ વિચારી લીધું કે આને જલદી પરણાવી દેવો એ જ ઠીક છે.

o

'ભાઈઓ!' એણે મિત્રોને કહ્યું, 'પિતાજીને વીનવો કે મને વીશ વર્ષ પૂરાં થવા દે. પછી હું પરણીશ.'

મિત્રોએ બાપુને કહ્યું. બાપુએ હા પાડી. જોતજોતામાં વીશ વર્ષ પૂરાં થયાં. મૂળશંકરે બાપુને વળી પાછા વીનવ્યા: 'મને કાશી મોકલો. હું વ્યાકરણ, જ્યોતિષ વગેરે વિદ્યા શીખી આવું.'

એથી તો બાપુ સાથે બા પણ વીફર્યાં, 'કાશી-ફાશી ક્યાંય નહિ જવા દઈએ. ભણવું હોય તો આંહીં ભણ. આવતી સાલે તો તારા વિવાહ પણ કરવા પડશે, કારણ કે

કન્યાવાળા હવે ઢીલ કરવા માગતા નથી. અને હવે વધુ ભણીને આપણે કરવું છેય શુ ! ઘણું ભણ્યો. હવે તો ઘરનાં જરજમીનનો વહીવટ ઉપાડી લે.'

'ના, હુ ભણીને આવું તે પછી વિવાહની વાત.'

'ત્યારે તો હવે જઈ રહ્યો ! હમણા જ વિવાહ કરી નાખીએ' માબાપ વધુ વીફર્યા.

મૂળશકર ચેત્યો. વધુ હઠ હાનિકારક લાગી એણે વચલો રસ્તો કાઢ્યો· ત્રણ ગાઉ છેટે બાપુની જમીનવાળા ગામડામા એક સારા પડિત હતા, તેમની પાસે જઈ ભણવુ, ને એકવીસમે વર્ષે લગ્ન કરવા. માબાપે કબૂલ કર્યું.

ભણવા ગયો. એકવીસમું વર્ષ તો આવી ઊભુ. વિવાહની તૈયારીઓ થવા લાગી મૂળશકરે જોઈ લીધું કે હવે તો મને માબાપ નહિ છોડે, મને બ્રહ્મચારી પણ નહિ રહેવા દે. હવે તો એવુ પગલું ભરવુ રહ્યુ કે જેથી જન્મભરને માટે લગ્નની પચાતમાંથી બચી જવાય

લગ્નની તૈયારી થઈ ચૂકી. સૌ સમજી બેઠેલાં કે મૂળશકર ડાહ્યોડમરો થઈ ગયો છે. એના દિલની વેદનાની કોઈને ખબર નહોતી. ઢોલ-શરણાઈ ઓ વાગતાં હતાં, માંડવો નંખાતો હતો, માળા નાખવાને વાર નહોતી. એવા સંવત ૧૯૦૩ના એક દિવસની સાજે મૂળશકર ઘર છોડીને ભાગ્યો.

## ગૃહ ત્યાગ

**ચાર** ગાઉ પર એક ગામ હતું, ત્યાં એ પહેલો રાતવાસો રહ્યો. બીજે દિવસ ઊગવાને પહોર રાત બાકી હતી ત્યારે ઊઠીને ચાલ્યો. પંદર ગાઉનો પંથ કાપ્યો. પણ પછી તો જાણીતાં ગામો, ઓળખીતાનાં ગામો અને સડકથી દૂર તરીને, રોજ રોજ ચાલતો એ આગળ વધ્યો. ત્રીજા દિવસે રસ્તામાં એણે એક મુસાફર પાસેથી વાત સાંભળી કે ફલાણાનો દીકરો ઘેરથી નાસી ગયો છે, એની શોધમાં ઘોડેસવાર અને પેદલ માણસો આંહીં સુધી આવ્યાં હતાં. સાંભળીને મૂળશંકર મૂઠીઓ વાળી ભાગ્યો.

૦

બાવાઓનું ટોળું ભગવાં ધરીને ભસમનાં તિલકો કરતું બેઠું હતું. વૈરાગ્યના પિપાસુ મૂળશંકરને એણે નજરમાં લીધો. એના હાથમાં હેમની વીંટી દેખી, બીજાં પણ કંઈક આભૂષણો નિહાળ્યાં, પાસે બોલાવ્યો, પૂછ્યું : 'કાં બચ્ચા, ક્યાં જાય છે ?'

'યોગી મહાત્માની શોધમાં.' મૂળશંકરે આ ભભૂત-[illegible] સંસારત્યાગીઓ સમજી લીધા અને યાચના કરી : [illegible]મર થવાનો માર્ગ બતાવશો ?'

'અરે બચ્ચા! એ માર્ગ કઈ રેઢો પડયો છે! આ કઈ વૈરાગ્યના ઢગ છે! આ સોનુ તો તારી છાતીએથી છૂટતુ નથી! પાસે કાઈ રૂપિયા પણ હશે, ખરુ ના?'

'હા મહારાજ'

'ત્યારે બચ્ચા, પક્કા વૈરાગ્યવાન બનવુ હોય તો આ બધી માયા તજી દેવી પડશે સોનારૂપાનો તને સ્પર્શ છે ત્યા સુધી તો તુ સસારને છોડી રહ્યા'

'શુ કરૂ?'

'અમને ઉતારી આપ અમે કોઈ ધર્મકાર્યમા વાપરી નાખશુ'

ભોળા મૂળશકરે ભવાટવી કદી દીઠેલ નહિ એનુ મન પીગળ્યુ બાવાઓએ એના અગ ઉપરથી બધી માયા ઉતારી લીધી પછી બાવાઓ એને લાલ આખ બતાવી રસ્તે પડયા

ભટકતો ભટકતો ને છુપાતો સસાર ચોર મૂળશકર સાયલા ગામે પહોચ્યો સાભળ્યુ હતુ કે લાલા ભગતની જગ્યામા ઘણા સાધુઓ વસે છે, એ તને ભેખ દેશે, તને અમરત્વનો માર્ગ બતાવશે મૂળશકર એ લોકસતના સ્થાનકમા પહોચ્યો ત્યા એક બ્રહ્મચારી ભેટયા, એણે મૂળશકરને નૈષ્ઠિક બ્રહ્મચર્યની દીક્ષા આપી અને એનુ નામ શુદ્ધ ચૈતન્ય બ્રહ્મચારી પાડયુ મૂળશકર મટી ગયો, શુદ્ધ ચૈતન્ય બ્રહ્મચારીનો જન્મ થયો ભગવા પહેરી લીધા પણ એને થોડા દિવસે ભાન થયુ કે અમર થવાની વાટ આહીંયે કોઈ બતાવી શકશે નહિ અમરતાની તાલાવેલીના વેગમા શુદ્ધ ચૈતન્ય ઊપડયો,

કોઠ ગાંગડ નામે ધોળકા નજીકના ગામે આવ્યો, ત્યાં એણે સાંભળ્યું કે સિદ્ધપુરમાં કાર્તિકનો મેળો ભરાય છે, ત્યાં કોઈક અમરતાનો માર્ગ અજવાળનાર યોગી ભેટી જશે.

o

સિદ્ધપુરના મેળામાં ભગવી કંથાઓનો જાણે મહાસાગર ઊમટ્યો છે. ભોળો યુવાન પોતાના ગુરુપદને યોગ્ય એવા કોઈ યોગીરાજને ઢૂંઢી રહ્યો છે. રોજરોજ વીસ વીસ ગાઉની મજલ કાપીને અને અરણ્યો વીંધીને એ આવી પહોંચ્યો છે. અચાનક એના બાવડા ઉપર એક વજ્રપંજો પડ્યો. ઊંચું જુએ ત્યાં પોતાના જ પિતા !

' કુલાંગાર ! તેં મારો વંશ લજાવ્યો. '

—એવાં કંઈ કંઈ વચન-પુષ્પોની વૃષ્ટિ કોપાયેલા પિતાની જીભમાંથી પડવા લાગી. બાળકનું માથું પશ્ચાત્તાપથી નહિ પણ વિનયથી નીચે ઢળી રહ્યું. એની પાંપણો ધરતી ખોતરવા લાગી. આખરે ન સહેવાયું ત્યારે દોડીને એણે પિતાના પગ ઝાલી લીધા, અને છળભર્યો જવાબ દીધો કે, ' હવે હું આવું નહિ કરું; ચાલો, હું પાછો આવું.

બાપુએ એના માથે બે ચોકીદારો મૂક્યા; એને એક ક્ષણ પણ રેઢો ન મૂકવા અને રાત્રીભર એના ઉપર પહેરો રાખવા કહી દીધું. શુદ્ધ ચૈતન્ય તે રાત્રીએ ખડા પહેરા નીચે સૂતો.

રાતના ત્રણના ટકોરા થયા. પહેરેગીર બેઠો બેઠો ઝોલે તો. એને ' દિશાએ જાઉં છું ' એમ કહી લોટો લઈને

લપાતો લપાતો ચૈતન્ય નાસી છૂટચો અધારી ઘોર રાતે, અરધા ગાઉ પરના એક બગીચામા એક મદિર હતુ તેના શિખર પર એક ઝાડનો આધાર લઈને ચડી ગયો, છુપાઈને બેઠો ચારનો અમલ થયો ત્યારે એના કાન ચમકચા બગીચાના માળીને કોઈ પૂછતા હતા 'અહી કોઈ છોકરો પેસી ગયો છે?' સાભળતા એને શરીરે કડકડતી ટાઢમા પણ પસીનો વળી ગયો હવે જો ઝલાઈ જઈશ તો બાપુ મારી મારીને લોથ કરી નાખશે! પણ અમરતાની વાટ એના નસીબમા લખાઈ ચૂકી હતી પૂછપરછ કરનારા એના પિતાના પહેરેગીરો ચાલ્યા ગયા આખો દિવસ શુદ્ધ ચૈતન્ય એ મદિરના શિખર ઉપર જ લપાઈ રહ્યો અધારુ ઘેરાયુ ત્યારે એણે ઊતરીને પલાયન કર્યું રાત્રી ઝમઝમ કરતી હતી જનનીની ગોદ એને રાત્રીના અધાર–પાલવમા સાપડી હતી

ત્યાથી અમદાવાદ, અમદાવાદથી વડોદરા, વડોદરાથી ચાણોદ કરનાળીના જગલમા, ત્યાથી ચાણોદ કરનાળીના ઘાટ ઉપર ઠેરઠેર બ્રહ્મચારીઓ અને સન્યાસીઓનો ભેટો, વેદાતની વાતો, પરમહસોનો મેળાપ, અને તેમની સાથે શાસ્ત્રોની ચર્ચા ક્યાઈક ક્યાઈક મહિનાઓ સુધી વાસો, વેદાન્તની પરિભાષાના નવા પ્રકરણોનો અભ્યાસ એમ કરતા કરતા નવો વિચાર ઊઠચો આ બ્રહ્મચારી–જીવનમા કોઈ કોઈ વાર હાથે રાધીને ખાવાની કડાકૂટ કરવી પડે છે, અભ્યાસમા વિક્ષેપ પડે છે, કોઈક મને સન્યસ્ત આપે તો જ જાળમાથી છૂટુ. બ્રહ્મચારીની દશામા છુ તે દરમ્યાન જો બાપુના દૂતો પકડી પાડશે ને, તો ઘેર ઘસડી જશે ને મારુ જીવન ધૂળ

મળશે—એ બીક પણ આ સંન્યસ્ત લેવાના વિચાર પાછળ ઘૂરકતી હતી.

પણ એવડા યુવાનને સંન્યસ્ત કોણ આપે ? જેને અરજ ગુજારી તે દંડી સ્વામી ચેલાના લોભી નહોતા. મહારાષ્ટ્રના શૃંગેરી મઠવાળા એ પરમાનંદ સરસ્વતી આખરે આ બાળકની તાલાવેલી તેમ જ યોગ્યતા વિષે ખાતરી પામ્યા અને તેમના હસ્તે ચૈતન્ય બ્રહ્મચારી સંન્યસ્તની દીક્ષા અને દંડ પામ્યો.

શુદ્ધ ચૈતન્ય લુપ્ત બન્યો, દયાનંદ સરસ્વતી નામ સાંપડ્યું. પણ દંડ વળી શા માટે ? દંડની પાછળ તો એટલી બધી ક્રિયા કરવી પડે છે કે મારા અભ્યાસમાં નડતર થાય ! દીક્ષકની સામે જ દયાનંદે દંડ ધરી દીધો અને યોગાભ્યાસમાં ચિત્ત પરોવ્યું.

ત્યાંથી યોગીઓના સંગમાં અમદાવાદ; ત્યાંથી આબૂરાજ પર્વત પર અર્બુદા દેવીના સ્થાનકમાં યોગીઓનો મેળાપ અને યોગાભ્યાસ; અને ત્યાંથી હરદ્વારના કુંભમેળામાં યોગીઓનો જ્ઞાનસમાગમ કરીને પછી ચંડીપર્વતના જંગલમાં (જેની તળેટીમાં જ અત્યારે કાંગડી ગુરુકુળનું રમ્ય તપોવન છે ત્યાં) ગૌરીકુંડના જળધોધ પર બેસીને એક માસ અઘોર તપ આદર્યું.

# ગુરુની શોધમાં

ક્યાંય મને મહાત્મા મળે ! કોઈ અમરતાનો ભોમીઓ મળે !—એ જ નાદમાં દયાનંદે ઋષિકેશ, ટિહરી, શ્રીનગર અને કેદારઘાટનાં ધામ પગતળે કાઢ્યાં. એને માંસાહારી પંડિતો મળ્યા, ને પાંચ પ્રકારના ભોક્તા તાંત્રિકો ભેટ્યા. રુદ્રપ્રયાગ અને અગસ્ત્ય મુનિની સમાધ જોઈ વળ્યા. એનાં ભ્રમણસ્થાનો અપાર હતાં અને એના અનુભવો અવનવા હતા. અરણ્યોનો પાર કરતાં એની ચામડીના ને એનાં વસ્ત્રોના લીરે-લીરા થઈ ધજાઓ બની ગઈ. ઊખીમઠમાં એના આત્મબળની નવી કસોટી થઈ.

પાખંડી સાધુઓથી ઊભરાતા એ મઠના મહંતે એને પ્રલોભન આપ્યું કે મારો ચેલો થા, તને મારી ગાદીનો વારસદાર બનાવું: લાખો રૂપિયાની પૂંજીનો તું ધણી બનીશ.

દયાનંદે જવાબ દીધો કે ધનની લાલસા હોત તો તમારા આંહીંના ધનધાન્યથી બહુ મોટી એવી પિતાની સંપત્તિને હું ન છોડી આવત. જે ઉદ્દેશથી મેં ઘરબાર અને માબાપ છોડ્યાં છે તેના માટે તો હું તમને કશો યત્ન કરતા જોતો નથી; ન તો એ વિષેનું તમારામાં મને જ્ઞાન દેખાય છે.

તો પછી હુ આહી શા સારુ રહુ ?'

મહતે પૂછ્યુ, 'એ કયો ઉદ્દેશ ?'

'સાચી યોગવિદ્યા અને મોક્ષની પ્રાપ્તિ અને એ નહિ મળે ત્યા સુધી હુ દેશબાધવોની સેવા કરતો રહીશ '

એમ કહીને પોતે પાછા ફરી ગયા

હવે તો હિમાલય પહોચીને દેહ જ પાડી નાખવો, એવી ઇચ્છા થઈ, પણ સાથોસાથ એ વિચાર આવ્યો કે પહેલા જ્ઞાનપ્રાપ્તિ કરીને પછી દેહ છોડવો ગગાતીર પર આવ્યા પાસે કેટલાક ધાર્મિક પુસ્તકો ઉપરાત શિવસધ્યા, હઠપ્રદીપિકા, યોગબીજ, કેશરાણિ સગીત નામના ગ્રથો હતા લગભગ આ જ પુસ્તકો એ પ્રવાસમા વાચ્યા કરતા એમાના કેટલાક પુસ્તકોમા નાડીચક્રનો વિષય હતો, પણ એ ન તો સમજાતા હતા, ન તો એની વિગતો યાદ રહેતી શકા થઈ કે આમા બધુ સત્ય છે કે નહિ? પણ એ સદેહ દૂર કરવાનો અવસર કયાથી મળે? એ તો શરીરની અદરની રચનાના વર્ણનો હતા

દૈવયોગે એક દિવસ એણે નદીમા એક શબ તણાતુ આવતુ દીઠુ એને સાભર્યું કે હા, આ પુસ્તકોનુ સાચજૂઠ ચકાસવાનો મોકો આવી પહોચ્યો છે પુસ્તકો હતા તેને નદી કાઠે મૂકી, નદીની અદર જઈ પોતે શબને બહાર ઘસડી લાવ્યા પછી એક ધારદાર ચાકુ વડે એણે શબને કાપવુ શરૂ કર્યું એમાથી સાચવીને હૃદયનો ભાગ જુદો કાઢ્યો, પછી પુસ્તક ખોલ્યુ, અને એમા જે હૃદયના અગોના વર્ણનો

હતાં તેની સાથે આ પ્રત્યક્ષ માનવ–હૃદયના વિભાગોની મેળવણી કરી. એ જ રીતે માથું છેદીને તેની રચના મેળવી જોઈ. ડોકનો ભાગ પણ કાપીને ઉખેળી જોયો. ખાતરી થઈ કે પુસ્તકમાં લખેલી એક પણ હકીકત આ સાચા માનવ–દેહની રચના સાથે મળતી નથી. ત્યાં ને ત્યાં પુસ્તકના ટુકડા કર્યા. ને એ ટુકડા શબની સાથે જ નદીના પ્રવાહમાં પધરાવી દીધા. અને એ જ વખતે ધીરે ધીરે એની બુદ્ધિમાં એવો સાર નીકળ્યો કે વેદો, ઉપનિષદો, પાતંજલ અને સાંખ્યશાસ્ત્ર, એ સિવાયનાં વિજ્ઞાન અને યોગવિદ્યા પર લખેલાં તમામ પુસ્તકો જૂઠાં અને અશુદ્ધ છે.



અલકનંદા નદીનાં બરફમય થીજેલાં જળમાં અને ચોપાસની દુર્ગમ ગિરિમાળામાં સદ્‌ગુરુની શોધ માટે અને સાહસના તોરને સંતોષવા માટે દયાનંદ મૃત્યુની સાથે ભયંકર રમત કરી આવ્યા. વિંધ્યાચલમાં ઘૂમ્યા ત્યારે એની ઉમ્મર ત્રીશ વર્ષની હતી. બત્રીસમા વર્ષે દુર્ગાકુંડના મંદિર પર ચંડાલગઢમાં પહોંચ્યા. ત્યાંથી અન્ન ખાવું છોડી દઈ શુદ્ધ દૂધાધારી બન્યા.

દિવસ ને રાત યોગવિદ્યાનઃ અભ્યાસ સિવાય કોઈ ધૂન નહોતી. પણ દુર્ભાગ્યે ત્યાંથી તેમને એક બૂરી લત પડી—ભાંગ પીવાની. ભાંગના નશામાં અનેક વાર પોતે બેહોશ પડયા રહેતા. એક વાર બાજુના ગામ જતાં એક જૂનો સાથી ભેટ્યો. ગામની બીજી બાજુ શિવાલય હતું. ત્યાં જઈ ને ભાંગ ટટકાવી. એના કેફની અચેતન સ્થિતિમાં રાત્રીએ

પડચા પડચા એણે સ્વપ્નમા શિવ-પાર્વતી દીઠા બેઉ વચ્ચે વાતો થતી સાભળી વાતોનો વિષય દયાનદ પોતે હતા. પાર્વતીજી મહાદેવને કહેતા હતા કે, ' આ દયાનદ સરસ્વતીનુ લગ્ન થઈ જાય તો જ ઉત્તમ વાત છે '

સ્વપ્ન જોતા જોતા દયાનદ જાગી ગયા અને સ્વપ્ન પર વિચાર કરવા લાગ્યા નક્કી આ શિવ-પાર્વતી વચ્ચેના વાર્તાલાપનો ઝોક પોતાની ભાગ પીવાની લત પ્રત્યે હતો, એમ લાગતા પોતાને અત્યત દુ ખ અને લજ્જા ઉપજ્યા

એ વખતે અનરાધાર વરસાદ વરસી રહ્યો હતો પોતે ઊઠીને મ દિરની જાળીવાળી પરસાળમા ગયા ત્યા મહાદેવના પોઠિયાની એક જબરી મૂર્તિ હતી વસ્ત્રો અને પુસ્તકો એ પોઠિયાની પીઠ પર મૂકીને પોતે એની પાછળ બેસી વિચારમા પડી ગયા

એકાએક એ પોઠિયાની મૂર્તિની અ દરના પોલાણમા એને કોઈ માનવી બેઠેલુ લાગ્યુ પોતે એના તરફ હાથ લબાવતા તો લપાયેલો માણસ ભયભીત બન્યો, છલાગ મારીને નીચે કૂદ્યો, કૂદતોકને ગામ તરફ ભાગ્યો

એના ગયા પછી દયાનદ પોતે જ એ પોઠિયાની પોલાણમા પેસી ગયા અને રાત્રીભર ત્યા જ સૂતા પ્રભાતે એક બુઢ્ઢી ત્યા આવી, એણે તો દયાનદ અદર બેઠેલા હતા તે સ્થિતિમા જ પોઠિયાની પૂજા કરી પછી થોડી વારે બુઢ્ઢી ગોળ અને દહી લઈને આવી, અને દયાનદને જ ભ્રાતિથી સાક્ષાત દેવ સમજી લઈ એની પૂજા કરીને કહ્યુ, ' લો નદી

દેવ ! આમાંથી થોડું આરોગો.'

દયાનંદને તો પેટમાં ભૂખની આગ બળતી હતી, એટલે એમણે દેવ બનવાનું જ પસંદ કરી એ બધું જ ઓહીઆં કરી લીધું. દહીં ખાટું તો લાગ્યુ પણ ભાંગનો નશો ઉતારવાની એ અકસીર ઔષધિ હાથ લાગી ગઈ. નશો ઊતરી ગયો અને દેહને ભારે આરામ વળ્યો. એ હિસાબે પોઠિયા-દેવનો પાઠ ભજવવો ફળ્યો!

⊙

સંવત ૧૯૧૪ અને ચૈત્ર મહિનો ચાલતો હતો. દયાનંદના વજ્રમાંથી ઘડ્યા હોય તેવા તેજસ્વી બ્રહ્મચારી દેહને તે વખતે તેત્રીસમું વર્ષ ચાલતું હતું. એને ધૂન ઊપડી કે નદીમાતા નર્મદાજી જ્યાંથી નીકળ્યાં છે તે પર્વત, તે મૂળ સ્રોતનું સ્થાન તો જોયે જ છૂટકો! કોઈને માર્ગ પણ પૂછ્યા વગર ચાલવા લાગ્યા અને ચોમેર ઘનઘોર વનઘટાથી ઘેરાયેલા એક ઉજ્જડ સ્થાન પર પહોંચ્યા. ક્યાંક ક્યાંક બબ્બે ઝૂપડીઓનાં જોડલાં ઊભાં હતાં. તેમાંથી એકમાં જઈ પોતે દૂધ પીધું, આગળ વધ્યા અને એવે સ્થાને આવ્યા કે જ્યાંથી રસ્તો જ બંધ થતો હતો. એકાદ જંગલી કેડી પકડી લઈને નિર્જન વનમાં પ્રવેશ કરતાં વાર તો એ ઊંચા ઊંચા ઘાસમાંથી એક જબરદસ્ત કાળું રીંછ નીકળીને સામે આવ્યુ, જોરદાર અવાજે ચીંકયું, પોતાના બે પાછલા પગ પર ખડું થઈ ગયુ, અને દયાનંદને ખાઈ જવા એણે મોં ફાડ્યું.

થોડી ક્ષણો તો દયાનંદ દિગ્મૂઢ બનીને હેબતાઈ રહ્યા,

પછી ધીરે ધીરે એણે પોતાના હાથમાંનો સોટો ઉઠાવ્યો. એ દેખતાં જ રીંછ ભય પામીને પાછલે પગે જ પલાયન કરી ગયું.

રીંછની છીક અને ગર્જના એટલી જોરાવર હતી કે બાજુનાં ગામડાંવાળા માણસો એ સાંભળી શિકારી કૂતરા સાથે એમની રક્ષા કરવા દોડી આવ્યા. એમણે સ્વામીજીને સમજાવ્યું કે આ જંગલમાં ડગલું પણ આગળ વધશો તો જાન ગુમાવશો, હિંસક વનપશુઓનો પાર નથી. દયાનંદે એમને જવાબ દીધો કે મારા અમંગળનો જરીકે ભય ન રાખજો, હું ક્ષેમકુશળ છું અને મારા તકદીરમાં પણ બધું મંગળ મંગળ જ લખ્યું છે.

કારણ કે એને તો ચાહે તેમ કરીને નર્મદાજીનું મૂળ જોવું હતું!

લોકોએ જ્યારે જોયું કે આ માણસ પર કશી ડરામણીની અસર નથી થતી, ત્યાર પછી તેઓ એને એક મોટી ડાંગ દઈને પાછા ગયા. એ ડાંગ પણ દયાનંદે તુરત ફગાવી દીધી.

તે દિવસે, રાત્રીનો અંધારપછેડો ચોમેર ન ઢંકાઈ ચૂક્યો ત્યાં સુધી એણે ચાલ્યા કર્યું. માનવી નામે ત્યાં કોઈ નજરે ન પડ્યું. ન કોઈ ઝૂંપડી દૃષ્ટિગોચર થઈ. માર્ગમાં હાથીઓએ જડમૂળથી ઊખેડી નાખેલાં ઝાડનાં થડ આડાં પડ્યાં હતાં. તે પછીના એક વિશાળ વનમાં તો કાંટાળાં વૃક્ષોની એટલી ઘાટી ઝાડી હતી કે પગે તો ચાલવું જ

અશક્ય હતુ દયાનદે સર્પની જેમ પેટે ચાલીને એ અટવી પાર કરી, એના વસ્ત્રો અને ચામડી બેઉના લીરેલીરા બની ગયા પોતે પાર નીકળ્યા ત્યારે અધમૂઆ થઈ ગયેલા અધાર છવાઈ ગયો હતો તિમિર સિવાય કોઈ પદાર્થ જ નહોતો દેખાતો રસ્તા રૂધાયેલા હતા આખો દેખતી નહોતી, પણ નર્મદાજીનુ આદિઝરણુ બોલાવી રહ્યુ હતુ ચાલ્યો આવ, ચાલ્યો આવ ! નિશ્ચય અતૂટ હતો અને શ્રદ્ધા તો નિશ્ચલ હતી કે માર્ગ નીકળી જ આવવાનો

ધીરે ધીરે એ ભયાનક પહાડગાળાઓ વચ્ચે એણે વસ્તીના ચિહ્ન જોયા થોડી ઝૂપડીઓ દેખાઈ એને ફરતા છાણના મોટા ગજ હતા નજીકમા એક નિર્મળ નદી–ઝરણ ચાલ્યુ જતુ હતું તેને કાઠે સખ્યાબધ બકરીઓ ચરતી હતી ઝૂપડીઓની ચીરાડો અને બાકોરામાથી ટમટમતા દીવાનો પ્રકાશ મુસાફરને સ્વાગત દેતો હતો

પોતે ત્યા એક વિશાળ ઝાડ નીચે રાત ગાળી પ્રભાતે ઊઠીને જખમી હાથપગ ધોઈ સધ્યાપ્રાર્થનામા બેસતા હતા ત્યા જ જગલી પશુઓની ત્રાડ કાને પડી થોડી વારે સ્ત્રી પુરુષો ને બાળકોનુ એક ટોળુ અને તેમની પાછળ બકરીઓનુ વૃદ આવતુ દીઠુ અનુમાન થયુ કે તેઓ આહી રાતે કઈક ધાર્મિક તહેવારની ક્રિયાઓ કરવા આવ્યા હશે

તેઓ સધ્યાપૂજા કરતા આ અજાણ્યા માનવીની ચોપાસ આવી બેસી ગયા પછી મુખીએ પૂછ્યુ, ‘ક્યાથી આવો છો?’

દયાનદે કહ્યુ, ‘કાશીથી આવુ છુ ને નર્મદા નદીના

મૂળની શોધમાં નીકળ્યો છું.'

સાધુને એનું નિત્યકર્મ કરતો છોડીને એ લોકો ચાલ્યા ગયાં. થોડી વારે પાછાં આવ્યા, અને મુખીએ વિનતિ કરી કે ઝૂંપડીઓમાં પધારો.

દયાનંદે એ નિમંત્રણના જવાબમાં ના પાડી, કારણ? કારણ કે પોતાને ખબર પડી ગઈ હતી કે આ તો મૂર્તિપૂજક લોકો છે!

એટલે પછી એ મુખીએ પોતાના બે સાથીઓને દયાનંદની રક્ષા કરવા ત્યાં આખી રાત જાગતા મૂકયા. ભોજનનું પૂછયું. સ્વામીએ કહ્યું કે હું તો દૂધભર રહું છું, એટલે મુખી એમની તુંબી (કમંડલ) માગી લઈ, છલોછલ દૂધ ભરી લાવ્યો. તેમાંથી દૂધ પીને દયાનંદ પોઢી ગયા. વળતા સૂર્યોદય સુધી સૂતા. સંધ્યાદિકથી પરવારી પાછા ઊપડયા.

એમ નર્મદાજીના તીર પર ત્રણ વર્ષો સુધી ફરતા, મહાત્માઓનો સત્સંગ કરતા, નર્મદાના મૂળ સુધી જઈ આવીને પછી વધુ વિદ્યાપ્રાપ્તિ માટે પોતે મથુરા આવ્યા અને સંવત ૧૯૧૭ના કાર્તિક સુદ બીજને દિવસે મથુરા નગરના રેલવે સ્ટેશનથી વિશ્રામઘાટ જતા રાજમાર્ગની એક મેડી પર ચડી બારણું ખખડાવ્યું.

બાળકે તીર્થો ફરી, સદ્ગુરુઓને શોધી શોધી, છાતીનાં કપાટોમાં ઊઘડેલી પ્રજ્ઞાચક્ષુઓની અદ્ભુત શક્તિથી વિદ્યા પ્રાપ્ત કરી લીધી હતી અને એકાશી વર્ષની વયે ઘણુંખરું દૂધ પર જ રહેતાં રહેતાં એમણે એકએ દેશી રાજાઓની મદદથી પાઠશાળા ચાલુ કરી હતી. વેદવ્યાકરણ ઇત્યાદિ વિદ્યામાં વિરજાનંદનો જોટો નહોતો.

વિનીત ભાવથી સામે બેસી ગયેલા દયાનંદને થોડાક જ પ્રશ્નોમાં ચકાસી લઈને પછી કહ્યું : 'દયાનંદજી ! આજ સુધી તમે જે કાંઈ અભ્યાસ કર્યો છે તે તો અનાર્ષ ( ઋષિઓના નહિ રચેલા ) ગ્રંથો છે. એને જઈ જમનામાં પધરાવી દો. સાચા ગ્રંથો તો ઋષિકૃત છે. જૂની શૈલીને ભેજામાંથી તદ્દન ભૂંસી નાખો.'

'કબૂલ છે મહારાજ.' કહી પ્રસન્નતાપૂર્વક સ્વામી દયાનંદે એ શરતનો સ્વીકાર કરી લીધો.

'પણ જુઓ,' દંડી વિરજાનંદજીએ ફરી કહ્યું, 'હું સંન્યાસીઓને નથી ભણાવતો. એનું કારણ એ છે કે તેમના જમવા કરવાની કંઈ જોગવાઈ નથી હોતી. માટે ભણવા બેસતાં પહેલાં ભોજનની તજવીજ કરી લેવી પડશે.'

'મહારાજ, આપ સુખેથી ભણાવવું શરૂ કરી દો,' સ્વામી દયાનંદે ખાતરી આપી, 'હું થોડા જ દિવસોમાં એ વ્યવસ્થા કરી લઈશ.'

અભ્યાસના પ્રારંભસમયે એક ત્રીજી શરત માલૂમ પડી ! 'દયાનંદ !' ગુરુએ આજ્ઞા કરી, 'આ ભટ્ટોજી દીક્ષિ-

તના નામ પર જુતાં લગાવ '

દયાનંદ ચકિત થયા. એને ગુરુએ સ્પષ્ટ કર્યું : 'સિદ્ધાંતકૌમુદી (એ નામનો વ્યાકરણગ્રંથ)નું એણે કરેલું સંપાદન રદ્દી છે. હું એ સહન કરી શકતો નથી. લગાવ એ દુષ્ટના નામ પર જુતાં.'

નવા ચેલાને ખબર પડી કે સિદ્ધાંતકૌમુદીના સંપાદક ભટ્ટોજી દીક્ષિત પ્રત્યે સન્માનનો છાંટો પણ વિદ્યાર્થીના હૃદયમાં ન રહી જાય તે માટે પોતે પ્રત્યેક વિદ્યાર્થી પાસે આમ ખાસડાં મરાવતા હતા અને દયાનંદને પણ એમ કર્યા પછી જ વિદ્યાભ્યાસનો પ્રારંભ કરાવવામાં આવ્યો. દંડીજીના કહેવાથી ગામમાં રૂપિયા ૩૧નો ફાળો થયો ને તેનું દયાનંદજી માટે એક મહાભાષ્ય મંગાવવામાં આવ્યું.

ઉત્તર ભારતવર્ષ પર કારમા દુષ્કાળનો સપાટો તે કાળે ચાલી રહ્યો હતો. મથુરા નગર પણ તેમાંથી મુક્ત નહોતું. દયાનંદજીના આવ્યા પછી છ મહિના સુધી એ દુષ્કાળ ચાલુ રહ્યો. ઘણા મહિના માત્ર ચણા ચાવીને તેમને નિર્વાહ ચલાવવો પડ્યો. પછી બીજી તજવીજ થઈ ગઈ. ખાવાનું દેનારો એક ભક્ત મળી ગયો. દૂધ પીવાના માસિક બે રૂપિયા દેનારો બીજો એક પથ્થરવાળો હતો, અને રાતે અભ્યાસ કરવાને દીવા માટે દિવેલની માસિક પાવલી એક ત્રીજા જણે બાંધી દીધી.

રોજ બ્રાહ્મમુહૂર્તમાં ઊઠીને બહોળા પાણીથી સ્નાન કરનારા ગુરુને માટે દયાનંદજી એથીયે વહેલા જાગી છેક

યમુનાજીમાંથી ઘડા ખેંચી લાવી ગુરુને ઘરવ થાય તેટલું જળ જમા કરતા. સાયંકાળના ગુરુ-સ્નાન માટે ફરી પાછા ઘડા ખેંચતા. પીવામાં પણ ગુરુને યમુનાજીનું પાણી જોઈતું તે સ્વામીજી નદીની અંદર પ્રવેશ કરી સ્વચ્છ પ્રવાહમાંથી ભરી લાવતા. કોઈ પણ ઋતુ કઋતુમાં, શરીરની કોઈ પણ સ્થિતિમાં, અંધારિયા કે અજવાળિયામાં, વર્ષાનાં અનરાધાર જળમાં, કીચડમાં કે શરદીમાં, આ પંદર વીસ પાણીના ઘડા ખેંચવાની રોજિંદી ગુરુસેવામાં ઘડિયાળના કાંટા જેટલો પણ ફરક પડ્યો નહોતો.

સ્મરણશક્તિ તેજસ્વી હતી. ગુરુમુખેથી એકાદ બે વાર બોલાતો પાઠ પણ હૈયે ચોંટી જાય. એ શક્તિને કારણે ગુરુજી એના પર પ્રસન્ન પણ બહુ હતા. તેમાં એક વાર એક પાઠ ઘણો અઘરો આવ્યો. ભણીને ઘેર જતાં સ્વામીજીને એ યાદ ન આવ્યો. પહેલી જ વાર બનેલી આ સ્થિતિથી સ્વામીજીને ખેદ થયો. છેવટે ગુરુની પાસે જઈ એ વિસરાયેલો પાઠ ફરી પૂછ્યો.

છેડાઈ જઈને ગુરુજીએ કહી દીધું: 'જા, યાદ કરીને આવજે. આંહીં કંઈ એકનો એક પાઠ ફરી ફરી આરડવા નથી બેઠા!'

બેત્રણ દિવસ બાદ આવીને સ્વામી રંક શબ્દે કરગર્યા, 'મહારાજ, બહુ મહેનત કરી પણ યાદ ચડતું નથી.'

ખિજાઈને વિરજાનંદે કહ્યું: 'એક વાર કહી દીધું છે કે અગાઉનો પાઠ નહિ સંભળાવે ત્યાં સુધી તારો અભ્યાસ

હું આગળ નહિ ચલાવું. હવે કહી દઉં છું, કે જો એ પાઠ યાદ ન ચડે તો જમનાજીમાં ડૂબી મરજે પણ મારી પાસે ન આવતો.'

ગુરુનો ચરણસ્પર્શ લઈને ચાલ્યા ગયેલા દયાનંદજીએ સાથે જ વિશ્રામઘાટ પર બેસીને નિશ્ચય કર્યો કે સાંજ સુધી જો એ પાઠ યાદ ન ચડે તો યમુનામાં જ પડીશ, ભલે મને જળચરો જમી જતાં!

બેસી રહ્યા, સ્મરણશક્તિને એકાગ્ર કરી. કેટલો કાળ વીત્યો તેનું ભાન ભુલાતું ગયું, જાણે સુષુપ્તિમાં પડ્યા, જાણે કોઈ સ્વપ્નાવસ્થા આવી, ને એમાં કોઈક આવીને એને આખો જ વિસરાયેલો પાઠ ફરી સંભળાવી રહ્યું છે!........ ભાનમાં આવીને સ્વામી દોડ્યા ગુરુજી પાસે, અને કડકડાટ આખો પાઠ સંભળાવી દીધો.

ગુરુની આંખોમાંથી દડદડ હર્ષાશ્રુ નીકળી પડ્યાં. શિષ્યનું ધૈર્ય એને અદ્ભુત લાગ્યું. ખૂબ ખૂબ આશીર્વાદ આપ્યા.



'ત્રણ દિવસ સુધી ક્યાં મરી રહ્યો હતો!' એક દિવસ શિષ્યને છેક ચોથે દિવસે આવેલો દેખીને ગુરુએ ત્રાડ મારી પૂછ્યું અને સ્વામીજીએ નિસ્તેજ ચહેરે પોતાના પ્રાયશ્ચિત્તની કથા કહી સંભળાવી:

'ત્રણ દિવસ પર યમુનાતીરે બેસી ધ્યાન કરતો હતો. એકાએક મને કાંઈક ભીનો સ્પર્શ થતાં મારી આંખ ઊઘડી ગઈ. મેં મારા પગ પર શિર ઢાળીને પડેલી એક સ્ત્રીને

જોઈ. મેં ચમકીને પૂછ્યું કે માઈ! માઈ! તું આ શું કરે છે? એણે કહ્યું કે પરમહંસજી! પાય લાગું છું. એ બાપડી કેવળ ભક્તિભાવે જ પ્રેરાયેલી લાગી, પણ મારાથી સ્ત્રીસ્પર્શ થઈ ગયો તે ન સહેવાયું. મેં ગોવર્ધન પર્વત તરફ જઈ એક ભાંગેલા મંદિરમાં ત્રણ દિવસ ને ત્રણ રાત ચિંતનમાં વિતાવ્યાં. બીજે હું ક્યાંય નથી ગયો.'

ગુરુએ આ સાંભળી શાબાશી દીધી.

દયાનંદ સ્વામી તો પછવાડે આપની નકલ કરે છે વગેરે ભંભેરણી ગુરુજીને કાને એક શિષ્યે કરી. વિરજાનંદજીએ ક્રોધાવેશમાં આવીને દયાનંદને એક લાકડી ઠકાડી. દયાનંદજીના હાથ ઉપર ફૂટ થઈ. લોહી વહેવા લાગ્યું. પરંતુ સત્યનો શોધક એટલેથી કેમ છેડાય? બે હાથ જોડીને સુકોમળ અવાજે એ બોલ્યા, 'મહારાજ! મારું શરીર કઠોર છે એટલે મને મારતાં તો ઊલટો આપનો સુંવાળો હાથ સમસમી ગયો હશે. મને આપ ન મારો, કેમકે આપને ઈજા થાય છે.'

એ લાકડીના પ્રહારનો ડાઘ, દયાનંદજીના હાથ ઉપર જીવનભર રહ્યો હતો અને જ્યારે જ્યારે પોતાની દૃષ્ટિ ત્યાં પડતી ત્યારે ત્યારે પોતાના ગુરુજીના ઉપકારોની સ્મૃતિઓથી એમનું અંતર ગદ્ગદિત થઈ જતું હતુ.

o

ફડાક........લાકડીનો એક ફડાકો બોલ્યો.

એ લાકડી ગુરુ વિરજાનંદની હતી. અને એ પ્રહાર

ગુરુએ શિષ્ય દયાનંદ પર કર્યો હતો. શિષ્ય એમની પાસે કંઈક ભણતા હતા. કશીક ભૂલચૂક થઈ હશે. ગુરુનો રોષ જીભ અને લાકડી દ્વારા શિષ્ય પર ઠલવાયો.

પ્રહાર પડયા પછી પણ શિષ્ય તો એની એ જ સમતાથી પાઠમાં જ મગ્ન રહ્યા, પણ એ ન સહેવાયું નયનસુખથી.

નયનસુખ પણ એક નિશાળીઓ હતો. સ્વામીજીને એ અતિ પ્રિય હતો. બેઠો બેઠો એ રોજ વિદ્યાર્થીઓ જે ભણતા તે સાંભળતો સાંભળતો જ કંઠે કરી લેતો. ગુરુનો એ વહાલો હતો. આ લાકડી ગુરુએ મારી ત્યારે નયનસુખ ત્યાં બેઠો હતો. એણે હાથ જોડીને ગુરુને કહ્યું: 'મહારાજ! આ દયાનંદ એ કોઈ અમારા જેવા સંસારી શિષ્ય નથી, સંન્યાસી છે. એને આપનાથી ન અપશબ્દ કહેવાય કે ન મરાય.'

'સાચું છે ભાઈ!' સદ્યક્રોધી ગુરુ પોતાનો દોષ દેખાતાં જ બોલ્યા, 'હવે હું એને આદરપૂર્વક ભણાવીશ.'

પાઠ પૂરા થયે બધા શિષ્યો બહાર નીકળ્યા ત્યારે પોતાના પ્રેમબંધુ નયનસુખને સ્વામી દયાનંદજીએ ઠપકો દીધો: 'મારે ખાતર તમે ગુરુજીને કેમ ઠપકો આપ્યો? એમને કંઈ મારા પર દ્વેષ નથી. કુંભાર જેમ માટીના લોંદાને ટીપી ટીપી સુંદર ઘાટ ઘડે છે તેમ ગુરુજી પણ મારું કલ્યાણ કરવાને માટે જ મને મારે છે.'

૦

'મહારાજ! કોઈ પણ રીતે મને દંડીજીનાં દર્શન કરાવો.' એમ કરગરતા એક પંજાબી ભાઈ સ્વામી દયાનંદ

પાસે આવ્યા. એ વિરજાનંદજીના કોઈ સગા હતા.

પણ દંડી વિરજાનંદજીની આજ્ઞા હતી કે વિદ્યાર્થી સિવાય કોઈએ મારા નિવાસ પર ન આવવું.

પણ આ સબંધી બહુ દૂરથી આવેલો હતો, તલસતો હતો, દયાનંદજીને ગળે પડચો, એણે સ્વામીજીના પગ પકડી લીધા, કહ્યું કે, 'હું એમને બોલાવીશ નહિ, ચુપચાપ દર્શન કરી પાછો ફરી જઈશ.'

સ્વામીજી એને ગુરુની સમક્ષ લઈ ગયા, ગુરુને ચુપ-ચાપ પ્રણામ કરાવી એને ઇસારતથી પાછો વાળ્યો. પણ એક માણસ દેખી ગયો. એણે ગુરુજીને વાત કરી કે દયા-નંદ કોઈક બહારવાળાને અહીં લાવેલા.

અંધ ગુરુનો પિત્તો દયાનંદજી પર ફાટી ગયો: 'શું તું મને આંધળો સમજીને આવું કરી રહ્યો છે! ચાલ્યો જા અહીંથી. તારે માટે આ દરવાજા બંધ થાય છે.'

ગુરુનો ચરણસ્પર્શ લઈ સ્વામીજીએ ઘણી ઘણી ક્ષમા માગી, પણ નિરર્થક હતું. ચાલ્યા જવું પડ્યું. પછી ઘણે દિવસે નયનસુખજીએ ગુરુને વિનવીને એ મનાઈ પાછી ખેંચાવી અને પવનથી હલેલા પુષ્પ પરથી ઊડેલો ભમરો જેમ પાછો આવીને બેસી જાય તે જ ભાવે દયાનંદ પાછા ગુરુસેવામાં હાજર થયા.

ફરી એક વાર એ દ્વાર બંધ થયાં. વાત એમ હતી કે ગુરુના ખંડમાં કચરો દેખી ત્યાં સ્વામીજી ઝાડુ લગાવી એ કચરો એકઠો કરી એને ઉપાડવા કંઈક વસ્તુ શોધવા ગયા. ગુરુજીનું અચાનક ત્યાં આવવું થતાં એમનો પગ એ કચ-

રામાં પડયો. મિજાજ ફાટી ગયો. દયાનંદજીને દરિદ્રી, નિરુદ્યમી કહી પોતાનું દ્વાર બંધ કરી દીધુ.

સ્વામીજીનો અભ્યાસ પૂરો થવાને એ વખતે થોડો જ સમય બાકી હતો. એમણે આવીને ક્ષમા માગી. દૂધના ઉફાળા સમા ગુરુ-રોષ પર પાણીની ધાર પડી ગઈ.

આવા ક્રોધાવેશી છતાં ગુરુ શિષ્યવત્સલ હતા. દયાનંદ પર તો એ મુગ્ધ હતા. કહેતા કે મારો ખરો શિષ્ય તો એ એક જ છે. એ જ મારી વિદ્યાને શોભાવશે શિષ્ય સાથે શાસ્ત્રવાદ કરતા કરતા કોઈ કોઈ વાર તો એ કહેતા કે, 'દયાનંદ ! તારી સાથે તે કોઈ શું વાદ કરવાનો હતો ! તું તો કાળજીહ્વ છો. તમામ કુમતોના ખંડન માટે તારી જીભ કાળ જેવી બલવાન છે. દયાનંદ, મેં ઘણા શિષ્યોને ભણાવ્યા, પણ જે સ્વાદ તને ભણાવવામાં આવે છે તે બીજા કોઈને ભણાવવામાં નથી આવતો.'

એકાંતના અનેક અવસરોએ ગુરુશિષ્ય વચ્ચે રહસ્ય-ગોષ્ઠિ ચાલતી ને ગૂઢ તત્ત્વોની ચર્ચા થતી. ગુરુ-હૃદયમાં જીવનભર સંઘરાયેલાં અનેક જ્ઞાન-રત્નો એક એક કરીને દયાનંદને સોંપાઈ ગયાં.

અઢી વર્ષે વિદ્યાપન પૂરું થયું. વિદાયનો દિન આવી પહોંચ્યો. કઈ ગુરુદક્ષિણા લઈને ગુરુ પાસે જવું ? સંન્યાસીની પાસે શું હોય ? યાદ આવ્યું, ગુરુજીને લવંગ વહાલાં છે. લવંગ લઈ જઈ, ગુરુ-ચરણે મૂકી બોલ્યા કે, 'મહારાજ ! મારું રોમરોમ આપને ધન્યવાદ દે છે. હું રંક બીજી તો શી ભેટ ધરું ! આ લવંગની ચપટી સ્વીકારો.'

પગમાં પડેલા શિષ્યના શિર પર હાથ ફેરવતા ફેરવતા, સંતાન-સ્નેહનો જીવનભરમાં પહેલી જ વાર ઉમળકો અનુભવતા ગુરુએ કહ્યુ, 'વત્સ! તારું તો હું મંગળ જ ઈચ્છું છું. ઈશ્વર તારી વિદ્યાને સફળ કરે, પણ તારી પાસે ગુરુ-દક્ષિણા લેખે તો હું એક એવી વસ્તુ માગું છુ કે જે કોઈની પાસે નથી, તારી જ પાસે છે.'

'આજ્ઞા કરો.'

'જીવનભર પાલન કરીશ?'

'જીવનભર.'

ગુરુનો કંઠ ગદ્ગદ બન્યો. શિષ્યસ્નેહની સરવાણીઓ પ્રબલ વેગે રગેરગમાં વહેવા લાગી, અને પોતે બોલ્યા:

'વત્સ! ભારતવર્ષમાં અનેક દુઃખોથી પ્રજા પીડાઈ રહી છે જા એનો ઉદ્ધાર કરજે! મતમતાંતરોને પરિણામે જે કુચાલો પ્રવર્તી રહેલ છે તેનું નિવારણ કરજે! આર્ય જનતાની બગડેલી દશાને સુધારજે. હે પ્રિય પુત્ર! ગુરુદક્ષિણામાં આ જ વસ્તુ મને આપ. બીજા કોઈ સંસારી પદાર્થ પ્રત્યે મને પ્રીતિ નથી'

'આપ જોશો, કે શિષ્ય ગુરુ-આજ્ઞાનું પાલન કરી દેખાડશે, મહારાજ!'

'બસ ત્યારે, જાઓ દયાનંદ! ઈશ્વર તમારા મનોરથ સફળ કરે. વિદાયવેળાની છેલ્લી ગાંઠ તને આ વળાવું છું, કે મનુષ્યકૃત ગ્રંથોમાં પરમાત્મા તેમ જ ઋષિમુનિઓનાં વિકૃત ચિત્રો છે. આર્ષગ્રંથોમાં તેનાં યથાર્થ વર્ણન છે. એ બે વચ્ચેનો ભેદ પરખીને આગળ ચાલજે. એ કસોટીને કદી વિસારીશ નહિ.'

## પહેલું પગલું

સંવત ૧૯૨૦ના વૈશાખ માસથી—આશરે ૩૬ ૩૭ વર્ષની વયે—સ્વામી દયાનંદના કર્મયોગી જીવનની શરૂઆત થઈ. આર્યશાસ્ત્રોના સાચા પાઠ અને સાચા અર્થો જનતાને સમજાવવા, તે સમજાવવા માટે જાહેર વ્યાખ્યાનો કરવાં, પંડિતો અને શાસ્ત્રજ્ઞો સાથે વાદમાં ઊતરવું અને એ રીતે પ્રજાને ઘોર અવિદ્યામાંથી ઉપર ઊંચકવી, એ પોતાનું મુખ્ય કાર્ય બન્યું. એ માટે પોતે ભારતવર્ષનો પ્રવાસ આદર્યો.

પહેલો જ ગ્રંથ તેમણે ગીતાનો પસંદ કર્યો. ગીતા પર વ્યાખ્યાનો દેવા લાગ્યા અને ભાગવતનું ખંડન માંડ્યું. સાથોસાથ મૂર્તિપૂજાના પાખંડ પર પ્રબળ કુહાડા લગાવતા ચાલ્યા. પ્રથમ આગ્રા, પછી ધોલપુર, ગ્વાલિયર, કરૌલી, જયપુર, પુષ્કર, જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં એમણે ગીતાનાં જે રહસ્યો બતાવ્યાં તે રસીલાં ને સારગર્ભિત બની ગયાં. શાસ્ત્રાર્થ કરવા આવનારા પંડિતોને એમણે ચુપ કરવા માંડયા. પણ એ પ્રભાવ એકલી એમની વાદવિદ્યાનો કે તર્કશક્તિનો હતો? નહિ, એના તપસ્વી જીવનનો, એના સંતોષ, ક્ષમા, શાંતિ અને સરલતાનો જ એ પ્રભાવ હતો, તેમ જ પોતાના શ્રોતા-

સમૂહમાં હાજર થનાર મોટા રાવ-રાજાઓ કે કાળા-ગોરા સરકારી હાકેમોની શેહમાં ન અંજાવાની અને મોઢામોઢ સત્ય કહી દેવાની તેજસ્વિતાનો એ પ્રભાવ હતો.

ચાર વર્ષની અવિશ્રાંત ધૂમાધૂમ પછી સંવત ૧૯૨૪-માં એમણે પોતાની સામે એક મોટો સુઅવસર નિહાળ્યો. એ હતો હરદ્વારના કુંભમેળાનો પ્રસંગ. કુંભ સંક્રાંતિના એ મહાપર્વ પૂર્વે એક માસ પર ફાગણ સુદ ૭ના રોજ પોતે હરદ્વાર પહોંચ્યા. આશા હતી કે લાખો સાધુસંતો, જપી–તપી, તેમજ ચારે વર્ણનાં સંસારી ભારતવાસીઓના એ મહા-મિલનમાં પોતે જ્ઞાનનો પ્રચાર કરશે, અને જો એ હજારો સાધુઓના અખાડા જાગૃત બની જશે તો આર્ય–સંતાનોના શિર પરથી દુઃખદારિદ્રયનાં દિનો આથમી જશે.

પરંતુ એમના ત્યાંનાં વ્યાખ્યાનો અને શાસ્ત્રાર્થોના ધુંવાંધાર સત્રને અંતે એમણે નિશ્વાસ નાખ્યો. એકે સાધુ-સંન્યાસી એમને સહાય દેનારો સાંપડ્યો નહિ. સાધુઓના વેશ હતા, નામ હતાં, આકૃતિઓ હતી, રંગ પણ હતા, પણ નહોતો એક આત્મા. તે સમયે સ્વામીજીને ખાતરી થઈ ગઈ કે પોતે આ ભરભૂમિમાં એકલા એકલા જ હતા !

આનું કારણ શું ?–પોતે વિચારમાં ઊતર્યા; કારણ હાથ લાગ્યું. પરોપકાર કરવા નીકળવું છે ? પરોપકાર તો એક મહાયજ્ઞ છે. એ મહાયજ્ઞને પૂર્ણ કરવા માટે હું પૂરો દીક્ષિત બન્યો છું ? એ સર્વોપરિ યજ્ઞને સિદ્ધ કરવા મેં એમાં મારું સર્વસ્વ સ્વાહા કર્યું છે ? નહિ નહિ, હજુ તો મારા

દેહ પર દુશાલા છે, ગેરુઆં વસ્ત્રો છે, કંઠમાં સ્ફટિકની માળા છે, અને પુસ્તકો પણ છે. પ્રથમ તો એને સ્વાહા કરું.

પોતાની પાસે એક મહાભાષ્યનું પુસ્તક, એક સુવર્ણ-મુદ્રા અને એક મલમલનો તાકો હતાં તે એમણે મથુરા ગુરુજીને મોકલી આપ્યાં. કોઈએ પૂછ્યું કે 'પુસ્તક પણ?'

'હા,' સ્વામીજીએ જવાબ વાળ્યો, 'પૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે એનો પણ ત્યાગ જરૂરી છે.'

બધાંથી પરવારીને પછી શરીરે ભસ્મ ચોળી, ફક્ત કૌપીન (લંગોટી) ધારણ કર્યું, અને વ્યાખ્યાનો, શાસ્ત્રાર્થો બંધ કરી, પૂર્ણ મૌન ધરી, પોતાની પર્ણકુટીમાં એકલા બેસી ગયા. સમસ્ત સાધુમઠોને હલમલાવતો, અનેક સાંપ્રદાયિકોને થર થર ધ્રુજાવતો, પાખંડીઓનાં કલેજાં કંપાવતો એ કેસરીનાદ ચુપ બની ગયો.

બીજું સર્વ તો સહેલાઈથી ત્યાગી દીધું, પણ મૌન લાંબો વખત ન સાચવી શકાયું. હરદ્વારમાં એક દિવસે કોઈએ એમની કુટિર પર આવીને કહ્યું: 'વેદથી ભાગવત ઉત્તમ છે,' એટલે સ્વામીજીની સબૂરી રહી નહિ. એમણે એ વાક્ય સાંભળતાં જ મૌન છોડીને ભાગવતનું ખંડન આદરી દીધું.

પ્રશ્ન થાય છે: સ્વામીજી જો વધુ વાર મૌન સાચવી શક્યા હોત તો એમની શક્તિ કેટલી બધી પ્રબળ બનત!

હરદ્વાર છોડ્યું. ગંગાને તીરે તીરે ચાલી નીકળ્યા; રસ્તે નિરાહારી રહેવા લાગ્યા. એક વાર ત્રણ દિવસના કડાકા

ખેંચ્યા, પણ ભૂખની પીડા ન સહેવાતાં રસ્તા પરની એક વાડીના માલિક પાસેથી ત્રણ રીંગણાં માગીને પેટમાં નાખ્યાં. બીજે એક ઠેકાણે, એક માછીમારની ઝૂંપડી સામેની રેતીમાં પંદરેક દિવસ પડયા રહ્યા. ત્યાં પણ શાસ્ત્રાર્થ કરવા આવનારાઓની સાથે સંસ્કૃતમાં વાર્તાલાપ ચાલુ હતો. અન્નની ઓશિયાળ નહોતી. ફરી એક વાર ત્રણ દિવસની ભૂખ ભેગી થઈ; ન કોઈ અન્ન આપવા આવ્યું કે ન પોતે માગવા ગયા, એ દેખીને માછીમારને દયા આવી. પોતાનું ભાત આવ્યું તેમાંથી એણે પોતાની રોટલીમાંથી અરધી ભાંગીને સ્વામીજીને પ્રેમથી વહોરાવી. સ્વામીજીએ એ ગ્રહણ કરી.

ફરી પાછો આત્મા તેજ કરવા લાગ્યો અને સ્વામીજીએ ગામતરાં માંડયાં. પણ સર્વ પ્રસંગોમાં મોટા માનવ-મેળા એમને વધુ આકર્ષતા. ૧૯૨૪ના ભાદરવા માસમાં કર્ણવાસને સ્નાન-મેળે પહોંચ્યા; ૧૯૨૫માં કંકોડાને વૈષ્ણવ-મેળે, એમ ઠેર ઠેર વેદવાણીના સાચા મર્મો સમજાવતા ફર્યા. પહેલેથી કોઈ ઠેકાણે પોતાના આગમનના ખબર દેતા નહિ, ઓચિંતા જ પહોંચી જતા અને રવાના પણ ચુપચાપ જ થઈ જતા. કયાં જતા તેની કોઈને જાણ પણ નહોતી થતી. વસ્તુઓ બધી એમની કૂટીમાં જ પડી રહેવા દઈને રવાના થતા.

૧૯૨૫માં સ્વામીજીએ ગુરુ વિરજાનંદજીના દેહાન્તના સમાચાર સાંભળ્યા. પોતાનાં માતાપિતા, સગાંસ્નેહી, રિદ્ધિ-સિદ્ધિ અને સમસ્ત સંસારની સુકોમળ સ્નેહગાંઠો છેદતાં

જેને કદી શોક નહોતો થયો તે ત્યાગીના મન પર ગુરુના મૃત્યુના સમાચારથી વેદનાની ઝાંખપ વળી. પણ એ વેદનાયે વિસારી દઈ પોતે વિકટ માર્ગ પર આગળ વધ્યા.

કોઈ વિરોધીઓ એમને જાહેરમાં મહાત ન કરી શકવાથી એમનું ખૂન કરવાના પ્રપંચો રચતા, તો કોઈ એમને ગાળો-અપમાનો દેતા; કોઈ ધર્મઘેલડા અંધશ્રદ્ધાળુ રાવ-મહારાવ એમને ભરસભામાં ખડગ ખેંચી હણવા ધસી આવતા, તે સર્વનો સામનો સ્વામીજી પ્રશાંત ભાવે કરતા અને પોતાની રક્ષા કરવા મથનાર શિષ્યો-ભક્તોને પણ પોતે હસીહસીને વારતા, કે મને કોઈ નહિ મારી શકે, મારી ચિંતા ન કરો.

અને વિનોદી પણ કંઈ કમ હતા! અનૂપ શહેરમાં એક ઉમેદો નામે વાળંદ રહેતો હતો. એના અંતરમાં પણ સ્વામીજીની વાણીએ ઘર કર્યું. એક દિવસ એ થાળીમાં ભોજન ઢાંકીને સ્વામીજીને જમાડવા લાવ્યો. એમણે જમવા માંડ્યું. એટલે તો ત્યાં બેઠેલા વીસપચીસ બ્રાહ્મણો બોલી ઊઠયા: 'છિ! છિ! સ્વામીજી, આ તો વાળંદની રોટી છે.'

'નહિ રે!' સ્વામીજીએ હસીને કહ્યું, 'આ તો ઘઉંની રોટી છે.'

એક વાર ચાર-પાંચ મુસ્લિમોએ આવીને પોતાના ધર્મ અને પેગમ્બર સાહેબ સંબંધે કંઈક પ્રશ્નો કર્યા. તેનો સ્વામીજીએ 'દુભાતા નહિ હો કે!' એમ કહી નિષ્કપટપણે જવાબ દીધો, અને પછી કહ્યું કે 'ભાઈ, જો તમે ચોટલી કપાવી નાખી, તો પછી આટલી લાંબી દાઢીની પીડા

શીદને પાછી વહોરી!'

માધુકરી કરવા પોતે બનતાં સુધી જતા નહિ, જે કંઈ મળે તે જમી લેતા—લૂખુંસૂકું ચાહે તે આવી પડે. ખાટું, મોળું કે તીખું છે એવી ફરિયાદ કદી પોતે કરતા નહિ. કોઈ ઠેકાણે વળી એમના માટે ખાસ રસોયો રોકી ઉત્તમ રસોઈની સામગ્રી મોકલવામાં આવતી, પણ સ્વામીજી તો સાદું ને નિયમિત ભોજન જમીને પેલી ઉચ્ચ જમણની સામગ્રી લોકોને વહેંચી દેતા.

બનતાં સુધી તો પોતે કોઈ મંદિરમાં જ ધામા નાખતા અને ત્યાં બેઠા બેઠા જ મૂર્તિપૂજાનું ખંડન માંડતા. એટલે એની પહેલી અસર તો મંદિરમાં આવવાવાળા લોકો પર જ પડતી. એથી મંદિરનો રોજિંદો વકરો ઘટતો હતો. અનેક ઠેકાણે પૂજારીઓ અકળાતા અને સ્વામીજી પાસે આવી અરજ કરતા કે 'અમારો રોજગાર માર્યો જાય છે, આપ ઉતારો બદલો તો કૃપા!' જવાબમાં સ્વામીજી હસતા.

ઊતરવાનાં બીજાં સ્થળો રાજા-મહારાજાનાં મકાનો હતાં. ખુદ રાજાઓ જ એમને સત્કારતા. ત્યાં બેસીનેય પોતે રાજા-મહારાજાઓને પ્રિય એવી રામલીલાઓ વગેરે પર પ્રહારો કરતા, અને નિમંત્રણ મળતું તો જવાબ દેતા કે રામલીલા અધાર્મિક છે; એમાં જવાનું સંન્યાસીઓનું કર્તવ્ય નથી.

સંવત ૧૯૨૬માં સ્વામીજીની નજર કાશીનગર પર પડી. સમસ્ત ભારતવર્ષનું વિદ્યા-કેન્દ્ર જેમ કાશી છે તેમ રાષ્ટ્રભરનાં અનિષ્ટોનું મથક પણ કાશી છે એ વિચાર મનમાં

ઘોળાવા લાગ્યો. વર્ષોના કાશીવાસથી અને સંસ્કૃત શાસ્ત્રાભ્યાસથી દેશભરના વિદ્યાર્થીઓનાં અંતરમાં પૌરાણિક કલ્પનાઓ ઘૂંટાય છે, વર્ષો–વર્ષ સેંકડોની સંખ્યામાં ત્યાંથી પુરાણ–પ્રચારકો નીકળે છે, એટલે જો કાશીમાં નવા સંસ્કાર અને કર્માચારની લહેર પ્રસરાવાય તો પ્રાંતેપ્રાંતના વિદ્યાર્થીઓ પાછા જઈને પોતપોતાના પ્રાંતોમાં એક ભાષા, એક ધર્મ, એક આચારવિચાર અને એક જ નીતિરીતિના સૂત્રમાં પ્રજાને પરોવી લઈ શકે, રાષ્ટ્ર આખો એક સુંદર સુગંધી પુષ્પમાળા બની જાય.

શત્રુના મોરચા પર હલ્લો લઈ જનાર યુદ્ધનિપુણની માફક પ્રથમ તો સ્વામીજીએ કાશીના પંડિતોનું વિદ્યાબળ અને શાસ્ત્રસામર્થ્ય માપી લેવા માહિતી મેળવી લીધી અને પછી પોતાના એક શાસ્ત્રપ્રવીણ શિષ્યને લઈ ચાલી નીકળ્યા. કાશીમાં એમણે સંવત ૧૯૨૬ના કાર્તિક વદ બીજના રોજ પગ મૂકયો.

આક્રમણ લઈ આવેલ શત્રુની જાણ કાશીમાં વાયુવેગે પ્રસરી વળી. પંડિતો પોતાનાં કટક બાંધી કટિબદ્ધ બન્યા. જિજ્ઞાસુઓનાં પણ ધાડાં ને ધાડાં સ્વામીજી પાસે આવવા લાગ્યાં. વિદ્યાર્થીઓ ટોળે વળ્યા. કટાક્ષો અને કુચેષ્ટાઓ કરનારાઓ પણ કમ નહોતા. ચીઢવવા ખીજવવાની કોશિશો ચાલી. સ્વામીજીને થકવવાના વ્યર્થ વાદો કરનારા પણ ટોળે વળ્યા. પણ ચિઢાવા-ખિજાવાની એમની પ્રકૃતિ નહોતી. થાકને એ ઓળખતા નહિ. આઠ આઠ કલાક સુધી એકલા

વાદ કરતા. ગભીરતા એમનો પરમ ગુણ હતો, અને એમણે તો કાશીનરેશને ખુદને જ કહાવ્યું કે મૂર્તિપૂજા આદિ વિષયો પર પદ્ધતિસરનો શાસ્ત્રાર્થ કરાવી સત્યાસત્યનો નિર્ણય આણવાની એમની જ ફરજ છે.

મહારાજા તો મૂળથી જ ગભરાયેલા હતા. એમણે પંડિતોને તેડાવ્યા. પંડિતો કહે કે દયાનંદ વેદોનું પ્રમાણ માગે છે માટે એ પ્રમાણો એકઠાં કરવા પંદરેક દિવસની મહેતલ અમને મળવી જોઈએ. મુદત મળી, પંડિતોએ દોડાદોડ મચાવી, દિવસ નક્કી થયો. એ મંગળવારે કાશીનરેશની પાલખીઓ છત્રચામર સાથે પંડિતોનાં ધામો પર પહોંચતી હતી. મંદિરોમાં પંડિતોના વિજયની પ્રાર્થના થતી હતી, અને પંડિતો કંઈક શાસ્ત્રગ્રંથો ઉથલાવી ઉથલાવી પ્રમાણો એકત્ર કરવાની ધમાલ બોલાવતા હતા.

એક શિષ્યે સ્વામીજીને જઈને થરથરતે અવાજે કહ્યું કે 'મહારાજ, આજ અહીં હજારોની ભીડ ઊમટશે, હુલ્લડ મચાવવાનાં પણ છમકલાં થશે, આપની રક્ષાનો પ્રશ્ન બહુ મોટો છે.'

સ્વામીજીએ હસીને કહ્યું: 'ભાઈ બલદેવ, ચિંતા શાની કરે છે? પક્ષપાત રહિત બનીને જે માણસ લોકહિતને જ ખાતર ઈશ્વરાજ્ઞા મુજબ સત્યોપદેશ કરે છે તેને શાનો ભય? એક હું–આત્મા છું, બીજો પરમેશ્વર છે, ને ત્રીજો ધર્મ પણ એક જ છે. બાકી કોણ છે કે જેનાથી ડરવું રહે? બધાને આવવા દો.'

નક્કી કરેલ સમયે, શુકનો સાચવીને પ્રત્યેક પંડિત પોતપોતાની પાલખીમાં બેસીને પોતાના સેંકડો વિદ્યાર્થીઓનાં વૃંદો સહિત, ઝૂલતાં છત્રચામરે બજાર વીંધીને સવારી કાઢી નીકળ્યા. વિદ્યાર્થીઓના વિજયઘોષોએ કાશીનગરીને ઉપરતળે કરી મૂકી. સાધુસંન્યાસીઓ પણ વિધવિધ તિલકો અને વેશોમાં સુસજ્જિત બની મોટા ટોળામાં શામિલ બન્યા. જાણે કોઈ ભયંકર ચડાઈ આવી. સ્વામીજીનું પડાવસ્થાન આનંદ–ઉદ્યાન તો એક જનસાગર બની ગયું.

ધસારો કરીને પુરાણપ્રેમી મહાસેનાએ સ્વામીજીના સ્થાનના રસ્તા પણ રૂંધી નાખ્યા; એમના સાથીઓને બહારથી અંદર પેસવાનો માર્ગ ન રહેવા દીધો. પણ સ્વામીજીએ તો શાસ્ત્રાર્થસ્થાન પર એક પોતાનું આસન, સામે એક પ્રતિપક્ષીનું આસન અને બાજુમાં એક કાશીનરેશનું આસન એમ ત્રણ જ આસનો બિછાવરાવ્યાં હતાં. એક પછી એક પ્રતિપક્ષીએ સામા આવીને વાદ કરવાનો હતો.

સ્વામીજીએ પૂછ્યું, 'બધા ગ્રંથો લાવ્યા છો ને?'

કાશીનરેશ કહે, 'કંઈ જરૂર નથી.

'પણ વેદગ્રંથો તો જોશે ને!'

'નહિ રે, એ તો અમારા પંડિતોને કંઠસ્થ છે.'

એક એક પછી એક વિદ્વાન આવીઆવીને બેઠો; પ્રશ્નોની ઝડી વરસાવી; સ્વામીજીએ એના જવાબો વાળ્યા, એમ કરતે કરતે તો અંધારું થયું. કાશીનરેશે ઊભા થઈને પોતાના પક્ષના વિજયની તાળીઓ પાડી; તે તાળીનાદને ઝીલતો

મોટી મેદનીનો હર્ષનાદ ઊઠયો. 'સ્વામી હારી ગયો ! હારી ગયો !'—એવા ઘોષ થયા, અને ગાજવીજ પછીના વરસાદની જેમ સ્વામીજી પર ઈંટ, પથ્થર, છાણ અને ખાસડાંના મેઘ વરસ્યા. નગરભરમાં નીકળીને ટોળાં દયાનંદને ગાળો દેતાં ગયાં.

બીજી બાજુ એવા પણ કાશીમાં સેંકડો નીકળ્યા કે જેમણે સ્વામીજીની કહેવાતી હારને સ્વીકારવાને બદલે એમના વિચારોની ચોટ અનુભવી. એ પૌરાણિક વિચારોના પ્રચંડ ગઢમાં ગાબડાં પડયાં.

પૌરાણિકોના અડ્ડા જેવાં પ્રયાગ વગેરે તીર્થધામો, ખ્રિસ્તધર્મીઓની વટાળપ્રવૃત્તિનાં મથકો, મુસ્લિમોનાં મોરચાસ્થાનો વગેરે અનેક નગરોને નૂતન સુધાર–વાણીએ તરબોળ કરતા સ્વામીજીએ તે પછી કાલિના પૂજક કલકત્તા તરફ મીટ માંડી. કલકત્તા સમસ્ત બંગાળનું પ્રતિનિધિ–સ્થાન હતું. ત્યાં દેવીપૂજા, વૈષ્ણવપંથ અને વધારામાં પશ્ચિમના સુધારક પવનની ત્રેખડ મચી ગઈ હતી. રાજા રામમોહનરાય અને કેશવચંદ્ર સેન સમાએ નવો બ્રાહ્મસમાજ પ્રવર્તાવ્યો હતો. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર પેદા થયા હતા. તે વિભૂતિ–પુરુષોની કર્મભૂમિ કલકત્તાનો સાદ દયાનંદે સાંભળ્યો.

કલકત્તામાં સંવત ૧૯૨૯ના પોષમાં પહોંચ્યા. નિમંત્રણ બૅરિસ્ટર ચંદ્રશેખર સેનનું હતું. એમને ઉતારો આપવામાં ખુદ દેવેન્દ્રનાથ ટાગોરે પણ આનાકાની કરી, રાજા સુરેન્દ્રમોહન સેન પણ ખચકાયા, છતાં એમના પર સ્વામીજીને

લાદવા જેવું બન્યુ. કેશવચંદ્ર (બ્રાહ્મસમાજના અગ્રણી) બહારગામ હતા તે પાછળથી આવ્યા અને સ્વામીજીના પરિચયે ઊંડી અસર અનુભવી. એમણે કહ્યું કે 'અફસોસ છે કે વેદોના અદ્વિતીય વિદ્વાન અંગ્રેજી નથી જાણતા, નહિતર ઇંગ્લંડ જતાં હું એમને મારા સાથી બનાવત.'

સ્વામીજીએ જવાબ વાળ્યો કે, 'અફસોસ, બ્રાહ્મસમાજના નેતા સંસ્કૃત નથી જાણતા અને લોકો સમજી જ ન શકે તેવી ભાષામાં (અંગ્રેજીમાં) ઉપદેશ આપે છે.'

કેશવચંદ્ર કહે કે 'આપ સંસ્કૃતમાં જ વ્યાખ્યાન કરો છો તેથી અણસમજુ લોકોને પૌરાણિકો કંઈનું કંઈ સમજાવી દે છે.'

એમના કહેવાથી સ્વામીજીએ દેશભાષામાં વ્યાખ્યાન દેવાં શરૂ કર્યાં, અને સભાસ્થાનોમાં જતી વેળા વસ્ત્રો ધારણ કરવાનું પણ સ્વીકાર્યું.

બ્રાહ્મસમાજનો ઉત્સવ આવ્યો. દેવેન્દ્રનાથ ટાગોરના પુત્ર દ્વિજેન્દ્રનાથ સ્વામીજીને સત્કારવા આવ્યા બ્રાહ્મસમાજે મોટું માન દીધું. દેવેન્દ્રનાથ ટાગોરે પછી તો એમને પોતાને ત્યાં જ ઉતારો કરવા કહ્યું, પણ સ્વામીજીએ કહ્યું કે 'આપનુ ઘર એ એકાંત સ્થાન નથી, હું તો પ્રમોદ–કાનનમાં જ રહીશ.'

બંગાળી નરનારીઓમાં પ્રિય બની ગયેલા સ્વામીજી એક વાર પ્રમોદ–કાનનમાં બેઠા બેઠા લોકોને ઉપદેશ દઈ રહ્યા હતા, તે વખતે માણસે આવીને કહ્યું કે રાજા સુરેન્દ્રમોહન આવ્યા છે ને આપને બોલાવે છે. પોતે પરોણા જ રાજા

સુરેન્દ્રમોહનના હતા, તે છતાં જવાબ દીધો કે એક વ્યક્તિને ખાતર હું ઘણા ભાવિકોને ગેરલાભ કરવા નથી ઇચ્છતો. જો રાજા મહાશયને મળવું હોય તો અહીં જ આવે.

રાજાસાહેબ રોષ કરીને પાછા ચાલ્યા ગયા.



સ્વામીજીની સાચી કસોટીનું સ્થાન બનવાનું તો મુંબઈને સરજાયું હતું. મુંબઈના નિમંત્રણને માન દઈ સંવત ૧૯૩૧ના આસો માસમાં એમણે એ ટાપુ ઉપર પગ મૂક્યો અને ત્યાં પણ એમનું આસન તો ગોંસાઈ મહારાજો તેમ જ વૈષ્ણવ લખપતિઓની લીલાભૂમિ વાલકેશ્વર પર જ હતું. મુંબઈ વલ્લભપંથના ઊતરેલ અનુયાયીઓના વામમાર્ગ માટે જાણીતું હતું.

સ્વામીજીને સહાયકોએ સલાહ દીધી કે બીજા કોઈ પંથને છેડ્યા વગર એકલા વલ્લભપંથનું જ ખંડન કરશો, તો ઠીક થશે. સ્વામીજીને એવી કોઈ સગવડપંથી પદ્ધતિ મંજૂર નહોતી. એમણે તો જૂઠ અને પાખંડ જ્યાં જ્યાં જોયું ત્યાં ત્યાં સાફસૂફી આદરી અને સર્વત્ર ગભરાટ ફેલાવ્યો.

વૈષ્ણવોના તન-મન-ધનના અર્પણનું તો સ્વામીજીએ ઘોર ખંડન આરંભ્યું. ગોંસાઈઓમાંના એક જીવણજી નામના ધર્માચાર્યે સ્વામીજીનો ઝેર દેવરાવીને જાન લેવાનો પ્રયત્ન ખુદ સ્વામીજીના સેવક બલદેવસિંહને હસ્તક કર્યો. એક હજાર રૂપિયાના લોભમાં પડીને સ્વામીજીને વિષ દેવા તત્પર બનેલો સેવક ખુરશી પર આવ્યો કે તરત જ સ્વામીજીએ

એને 'બેટા!' કહી એના અંતરની વાત પૂછતા એ સેવકે રડતે રડતે બધુ જ કાવતરુ કબૂલ કરી નાખ્યુ બલદેવને સ્વામીજીએ પોતાના સ્નેહની ગોદમા લીધો

બીજા પણ પ્રયત્નો થયા સ્વામીજીનો પ્રાણ હરવા માટે રાતવેળાએ મુકામ પર ઘાતકો છુપાયા તે બધાને સ્વામીજીએ મહાત કર્યા અને આ કરપીણ કાવતરાનો કરનારો જીવણજી ગોસાઈ પલાયન કરી મદ્રાસ ચાલ્યો ગયો

મુંબઈમા પણ વ્યાખ્યાન વખતે ધાંધલો મચ્યા, ઇંટો, પથ્થરો વરસ્યા અને બીજી તરફ સેંકડો માણસો એમનો ઉપદેશ પામીને ગોસાઈ ધર્મથી મો ફેરવી ગયા રમૂજની વાત તો એ હતી કે જેઓ સ્વામીજીને નિમંત્રણ કરીને મુંબઈ તેડાવનારા હતા તેઓમાથી કેટલાક સરકી ગયા કારણ કે તેમની મતલબ તો સ્વામીજીને શસ્ત્ર બનાવી અમુક જ પંથોને દબાવી દેવાની હતી, સત્યના સંપૂર્ણ સ્વીકારની નહોતી બાકી જે રહ્યા તેઓ નિશ્ચલ સેવકો બન્યા અને તેમની પ્રેરણાથી જ 'આર્યસમાજ' નામનુ એક સત્સંગ મંડળ સ્થપાયુ કોંગ્રેસ જેવી રાષ્ટ્રવ્યાપી સંસ્થાની જેમ આર્યસમાજ નામનો સંસ્કાર-વડલો પણ સૌપહેલો મુંબઈની જ ભૂમિમા રોપાયો સ્વામીજીએ લખી તૈયાર કરેલો 'સત્યાર્થ-પ્રકાશ'નો ગ્રંથ પણ મુંબઈમા જ છપાયો ।

તે પછી ગૂજરાતમા પ્રચાર-પ્રવાસનો વારો આવ્યો ભરૂચ, સૂરત, અમદાવાદ અને છેક રાજકોટ સુધી સ્વામીજીએ ભ્રમણ કર્યું, તેમા પણ તેમની અવિચલ સત્યનિષ્ઠા અને

સમતાની અગ્નિપરીક્ષા થઈ. અમદાવાદ સ્ટેશને તેમને લેવા આવેલ એક શેઠજીની સાથે ગાડીમાં બેસી શહેરમાં જતાં રસ્તે શેઠજીએ એક આલેશાન મંદિર તરફ આંગળી ચીંધી કહ્યું કે, 'આ મેં બે લાખ રૂપિયાને ખરચે બંધાવ્યું. કેટલું સુંદર છે!'

'ધૂળ સુંદર!' સ્વામીજીએ ત્યાં ને ત્યાં સંભળાવ્યું, 'આવાં અવિચારી દાનોથી જ આપણી દુર્દશા થઈ છે. આટલું દ્રવ્ય પાઠશાળા સ્થાપવામાં ખરચ્યું હોય તો ત્યાંથી વેદના જ્ઞાતાઓનો પ્રવાહ વહેત.'

ઠેર ઠેર ધર્માંધોએ પથ્થરો-ઈંટો ફેંક્યાં, તેને સ્વામીજીએ પોતાના ભાઈઓએ કરેલી પુષ્પવૃષ્ટિ સમાન માન્યાં. કંઈકે ગાળો દીધી પણ તેમને હાથ સરખો અડકાડવાની સ્વામીજીએ સેવકોને મના કરી. કોઈ એમને ભોજન કરાવવા લઈ ગયા અને કીમતી શાલની ભેટ આપવા લાગ્યા. તેના જવાબમાં સ્વામીજીએ કહ્યું, કે 'હું આવે સમયે એ ભેટો લઉં તો પેટભરા પુરોહિતોમાં ને મારામાં શો ફરક!'

સૂરતવાસીઓએ તો હદ કરી. તેઓએ સમજી લીધું કે સ્વામીજીની અહીંની મહેમાનીનું ખર્ચ તો મુંબઈના શેઠિયા ઉપાડવાના છે, એટલે કોઈએ પાઈ પણ ન પરખાવી. પરિણામે પાછલા દિવસોમાં ખરચીની તંગી પડતાં સ્વામીજીએ પોતાના સેવકોનું રસોડું નરી ખીચડી પર ચલાવ્યું, પણ કોઈ પાસે પૈસાની માગણી ન કરી.

ભરૂચમાં એક ખ્રિસ્તી બની ગયેલો પારસી બ્રાહ્મણોની

સહાયતાથી મૂર્તિપૂજાના પક્ષમાં વ્યાખ્યાન દેતો હતો તેની સભામાં હાજરી આપવા જતાં સ્વામીજીએ, પોતાને માટે લોકોએ ઊંચું આસન મંડાવેલું તે પર ન બેસતાં સૌની સાથે બેસી જઈને કહ્યું કે, 'હું પણ આજનો એક શ્રોતાજન છું ને ભાઈ!'

ભરુચના એક વકીલે કહ્યું કે, 'આપ જો મૂર્તિપૂજાનું મંડન કરવા લાગો તો અમે આપને શંકરનો અવતાર માનવા માંડીએ.'

જવાબ વાળ્યો કે 'કાશીનરેશે પણ મને વિશ્વનાથની પદવીની લાલચ બતાવી હતી. પણ એવી લાલચને વશ બની સત્યનો ત્યાગ કેમ જ કરું?'

'એક દિવસ એમના ભાવિક પંડિત કૃષ્ણરામને તાવ આવ્યો ને એ એક કોટડીમાં જઈ સૂતો છે એવી ખબર પડમાં જ સ્વામીજીએ ત્યાં જઈ એનું માથું ચાંપવા માંડ્યું. ભક્તે ના પાડી. સ્વામીજીએ કહ્યું કે, 'ભાઈ! આમાં કોઈ દોષ નથી. પરસ્પર સહાયતા સેવા કરવી એ તો મનુષ્યનો ધર્મ છે.''

## યાતનાઓ

**પ્રચારનો** એક દાયકો પૂરો થયો. હવે સંગઠનની પ્રવૃત્તિનો પ્રારંભ કર્યો. સંવત ૧૯૩૨માં એમણે મુંબઈ નગરીમાં જઈ ચૈત્ર સુદિ પાંચમના દિને ગિરગામમાં ડૉ. માણેકચંદ્રની વાડીમાં, સંધ્યાકાળે આર્યસમાજ નામની સંસ્થાની સ્થાપના કરી, અર્થાત્ ધાર્મિક અને સામાજિક સુધારણાનું કલ્પતરુ રોપ્યું.

ત્યાંથી અમદાવાદ થઈ વડોદરે ગયા, અને ગુજરાતી-મહારાષ્ટ્રી પંડિતો તેમ જ રાજ્યાધિકારીઓની હાજરીવાળી જાહેર સભામાં પહેલું જ વેદ-વ્યાખ્યાન દેતાં, પ્રારંભમાં વેદનું મંત્રોચ્ચારણ કર્યું. તે સાંભળતાંની વારે જ 'શિવ! શિવ!' એવા ઉદ્ગારો સંભળાયા અને સ્વામીજીએ નજર કરી તો દક્ષિણી પંડિતોને ઊઠી દૂર ઊભેલા દીઠા. કારણ પૂછતાં તેમણે કહ્યું કે, 'આંહીં તો બે મુસલમાનો બેઠા છે, બીજા ઘણા શૂદ્રોની પણ હાજરી છે, તેમના દેખતાં-સાંભળતાં વેદોચ્ચાર થાય! અબ્રહ્મણ્યમ્! અબ્રહ્મણ્યમ્!'

મુસ્લિમો કોણ કોણ હતા? એક હતા મુસ્લિમ જમીનદાર અને બીજા હતા રાજ્યના ગવૈયા મૌલાબક્ષ.

સ્વામીજીને આ સૂગ દેખી કેવળ હસવું જ આવ્યું.-

પોતાની કોઈ પણ સભામાં કે પોતાના આશ્રમ-ઉતારા પર ન્યાતજાતની દીવાલ રચી સ્વામીજીએ કદી કોઈને પણ રોકેલા નહિ, બલકે જો મુસ્લિમ ભાઈ સંકોચ પામીને દૂર ઊભો રહેતો તો પોતે એને પ્રેમથી પાસે બોલાવી સન્મુખ બેઠક દેતા. મૌલવીઓ સાથે પણ પોતે ચર્ચામાં ઊતરતા. એવા અભેદના ઉપાસકને વડોદરાના દક્ષિણી પંડિતોની ક્ષુદ્રતા રમૂજ ઉપરાંત કશું જ ન પમાડી શકી, એટલે તેઓ પાછા આવીને બેસી ગયા.

'વડોદરાના દીવાને એમને પોતાને ત્યાં ભોજન માટે નિમંત્રી, જમાડયા પછી વિદાય દેતી વેળા, એક હજાર રૂપિયાની ભેટ ચરણોમાં મૂકી. તેને નકારીને સ્વામીજીએ કહ્યું કે, 'હું કુરીતિઓનું ખંડન કરનારો પોતે જ ઊઠીને આવી ભેટો લઈશ તો તો ગોસાંઈઓની પધરામણીઓને સબળ આધાર મળી રહેશે.'

આવા કુચાલરૂપે ધનની ભેટ લેવાની ના કહેનાર દયાનંદ બીજી તરફથી લોકસેવા અર્થે ધન માગતા ને લેતા, એ દેખી વડોદરાના એક પંડિતે કહ્યું કે, 'સાધુઓએ સુવર્ણ લેવું એ તો શાસ્ત્રવિરુદ્ધ છે!'

તેના જવાબમાં સ્વામીજીએ શરૂઆત તો રમૂજથી કરી કે, 'તો શું તમારા મત મુજબ હીરા, મોતી અને જવાહિરનું દાન સાધુઓને દેવું જોઈએ?' પછી સમજ પાડી કે, 'જુઓ ભાઈ, શાસ્ત્રનો ભાવ સમજો, યતિઓએ કાંચનનો સંગ્રહ ન કરવો એ ભાવ છે, પણ પરોપકારને

ખાતર દ્રવ્ય લેવામાં દોષ નથી. જેઓ પરહિતાર્થે પોતાની કાયાને અર્પણ કરે છે તેઓ કરોડો મણ કાંચન રાખવા છતાં અકિંચન જ છે હવે લો મારી વાત. હું ગંગાતીરે ભ્રમતો એક કોપીનધારી દિગમ્બર હતો તે દિવસોમાં મને એક કોડીનો પણ સ્પર્શ કરવાની જરૂર નહોતી. પરંતુ આજે જ્યારે મેં જનહિતનાં કાર્યોમાં અધિક ભાગ લેવા માંડયો છે ત્યારે હું લોકો પાસેથી ધન લઈ તેમના જ હિતાર્થે વાપરી નાખું છું. પણ જો આપ એમ માનતા હો કે દ્રવ્યનો સ્વભાવ જ પાપમય છે, એને સ્પર્શતાં જ કોઈ ચેપ જેવું પાપ લાગી જાય છે, તો તો આપ પણ ધનિક દેખાઓ છો એટલે, શું આપ પાપી છો?''

( આવા પ્રસંગો બતાવે છે કે સ્વામીજીનો સંન્યાસધર્મ જ્યારે બીજા દાયકામાં સક્રિય લોકસેવાધર્મના રૂપમાં પરિણમ્યો ત્યારે એમનું કામ કપરું બન્યુ હશે; એમને અનેક શંકાઓનાં સમાધાન કરવા પડયાં હશે, અને લોકહિતનું દ્રવ્ય કેવી જવાબદારી ઊભી કરે છે તે તો તેમના રસાલાને માટે ચલાવાતા રસોડા વગેરેની વ્યવસ્થા પરથી દેખાય છે. પોતે જોખાવી જોખાવીને રોજ સીધુંસામાન આપતા અને વધી પડતી રસોઈના દુર્વ્યયને મોટું પાપ ગણાવતા. પોતે તો મિતાહારી હતા પણ સેવકોનેયે સાદાઈ–સંયમની મર્યાદામાં રાખતા. વધુ પીરસવાની કે એઠું છાંડવાની મનાઈ કરતા. માલમલીદા નહોતા ઉડાવવા દેતા, છતાં રોજિંદા મુકરર કરેલ સીધામાંથી થોડું થોડું અલગ સંઘરાવી અમુક અમુક અંતરે શિષ્યોને મિષ્ટ ભોજન પણ ખવરાવતા. આવા

પ્રસંગો બતાવે છે કે આ સર્વસ્વત્યાગી બ્રહ્મચારી ને મિતાંહારી સાધુ બીજાઓની કક્ષાને સમજીને વર્તન કરનારા વ્યવહારકુશળ પણ હોવા જોઈએ.

બીજે બધે ઠેકાણે વેઠવા પડેલા સંતાપોનો અનુભવ પુનામાં પણ મળી ગયો. પુના નગરીના સંસ્કારપ્રતિનિધિ રાષ્ટ્રભક્ત ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનાડેના અતિથિ બનનાર સ્વામીજીને પણ પ્રજાએ ન છોડયા એમના પહેલા જ વ્યાખ્યાનને દિને એમના માનમાં વેદવિભૂષિત પાલખીવાળી નગર-કીર્તનયાત્રાના વિરોધ તરીકે અજ્ઞાન લોકોએ ગર્દભાનંદ આચાર્યની સવારી કાઢી. સામસામાં સરઘસો અફળાયાં. વરસાદથી રસ્તે જામેલો કીચડ ઉપાડી ઉપાડી એ લોકોએ સ્વામીજી પર તો ઠીક, શ્રી રાનાડે પર પણ ફેંકયો. છતાં સ્વામીજીએ રાનાડેજી દ્વારા પોલીસોને કહાવી દીધું કે તોફાનીઓને શબ્દ પણ કહેવાનો નથી.

સંવત ૧૯૩૩માં, એટલે કે પોતાની પચાસેક વર્ષની અવસ્થાની નજીક જતાં જતાં પણ, સ્વામીજીએ લખનૌ ખાતેના પડાવ દરમ્યાન એક બંગાળી પાસેથી અંગ્રેજી ભણવાનો આદર કરેલો. આ પરથી એવું પણ એક અનુમાન થયું છે કે પોતે યુરોપની યાત્રા કરવા ઈચ્છતા હતા. એ વાત ભ્રાંતિજન્ય લાગે છે. એવો સંકલ્પ હોત તો પોતે પાર ઉતાર્યા વગર રહેત જ નહિ અને તેને સારુ પ્રખર તૈયારી કર્યે જ રહેત. હકીકત તો આટલી જ હતી કે સંગઠનનું કામ ઉપાડયા પછી પોતાનો પત્રવ્યવહાર બહોળો બન્યો

હતો, રજિસ્ટર કાગળો પુષ્કળ આવતા, રૂપિયા પણ આવતા, પુસ્તકો છાપવા મોકલવા પડતાં, પ્રુફો મગાવવાં ને પાછાં વાળવા પડતાં, તેને અંગે થોડાક અંગ્રેજી જ્ઞાનની જરૂર જણાતાં પોતે એ શીખતા હતા.

દિલ્હીમાં મહારાણી વિક્ટોરિયાનો મહોત્સવ થનાર હતો. એ નિમિત્તે હિન્દી રાજવીઓનો મોટો દરબાર મળવાનો હતો. પ્રતિષ્ઠિત પુરુષો પણ આવનાર હતા. કહેવાય છે કે એ અવસરનો, ભારતવર્ષની એકતા કરવા માટે લાભ ઉઠાવવાની પ્રેરણા સ્વામીજીને ઇંદોરનરેશે કરી હતી. રાજામહારાજાઓને પોતાના માર્ગ પર વાળવાની મહાન આશાએ સ્વામીજી તાબડતોબ દિલ્હી જઈ પહોંચ્યા.

રાજામહારાજાઓ ઉપર માંડેલી આશાની મીટ તો ધૂળ મળી ગઈ; પણ એક દિવસ પોતે દેશના જુદા જુદા ધાર્મિક–સાંપ્રદાયિક નેતાઓને પોતાના ઉતારે એકઠા કરી એક સંમેલન ભર્યું, અને જુદા જુદા સર્વ એકમત બની જાય, જુદી સંસ્થાઓ બંધ કરી દઈ એક જ સંસ્થામાં સમાઈ જઈ એક જ ધર્મનો પ્રચાર કરી ભારતવર્ષની એકતા સાધે, એવો પ્રસ્તાવ સ્વામીજીએ મૂક્યો. પણ મૂળભૂત મંતવ્યોમાં સર્વ એકમત ન થઈ શકવાથી એકતાનું સ્વપ્ન તૂટી પડ્યું. ૧૯૩૩નું એ સંવત્સર હતું.

એ સ્વપ્નની ભસ્મમાંથી સાચું સુવર્ણ તો સ્વામીજીને આ મળ્યું, કે ત્યાં આવેલા પંજાબી આગેવાનોએ સ્વામીજીને પોતાના પ્રાંતમાં નવો પ્રચાર કરવા આવવા નિમંત્રણ

દીધું. આ તકને સ્વામીજીએ તુરત ઝડપી લીધી. વીરનરોની ભૂમિ પંજાબ ધાર્મિક અંધાધૂધીનો ભોગ થઈ પડી હતી. એક તરફ શીખ ધર્મ, બીજી તરફ ખેડૂતોમા કબીરપંથ, મુસ્લિમ પથ, અને ત્રીજો ખ્રિસ્તી પથ, ત્રણેએ લોકોનાં મનને વશ કરવા જાણે કે હોડ બાધી હતી બહારથી આવેલા આ ઇસાઈ પંથના પાદરીઓનો તો રાફડો ફાટયો હતો. તેઓની વટાળપ્રવૃત્તિ પૂરજોશમાં ચાલતી હતી તેઓને સરકારી પીઠબળ હતું તેમ જ વિદેશી પૂજીદાર વટાળ–સંસ્થાઓનો ધરખમ ટેકો હતો.

પહેલે જ મોરચે સ્વામીજીનું ચાદપુર ગામના એક મેળામાં યુદ્ધ મંડાયું. એ પ્રદેશના કબીરપંથી ગામડિયાઓને વટલાવવા પાદરીઓ તેમજ મૌલવીઓ તૂટી પડતા હતા. ગામડિયા ફસાતા હતા. કયો પંથ સાચો તેની સ્પર્ધા કરવા એ મેળો યોજવામાં આવ્યો. સ્વામીજીને અરજ ગઈ કે આ ડૂબતી નૌકાને બચાવવા વેગે આવી પહોંચો.

પચાસ હજાર જેટલી મેદની મળી હતી. પાદરીઓ અને મૌલવીઓ કટક લઈને ઊતરી પડ્યા હતા. તેની વચ્ચે સ્વામીનો એકલવાયો પડાવ ભયથી કંપતો હતો.

સેવકોએ સ્વામીજીને કહ્યું, 'મહારાજ, મુસલમાનોનાં ધાડાં ઊમટ્યાં છે, કોમળ શબ્દે કામ લેવા જેવું છે.'

સ્વામીજીએ કહ્યું, 'જુઓ ભાઈ, સત્ય કાંઈ મારું ઉપજાવેલું નથી, એ તો સનાતન અને ઇશ્વર–સરજ્યું છે. એ સત્યને પ્રકટ કરવામાં કોઈથી રંચ પણ ભય હું રાખતો

નથી. તમે પણ ન ડરો. કોઈ માઈનો પુત મારો વાળ વાંકો કરી શકનાર નથી ’

વાદની સભા ભરાઈ. મૌલવીઓ અને પાદરીઓના પ્રશ્નોના ઉત્તર દેતા સ્વામીજી એકલાપણે ખડા રહ્યા. એમની ગાભીર્ય અને વિવેકથી શોભતી સીધીદોર વાણીની સુંદર અસર થઈ અને મેળાના વિસર્જન પછી પણ પાદરીઓ તેમજ મૌલવીઓ આવ્યા. તેમને આદરમાન દઈને સ્વામીજીએ વિવિધ વિષયો પર વાર્તાવિનોદ કર્યો.

આ વાર્તાલાપમાં તેજ હતું તેનું કારણ કે સ્વામીજીએ બાઈબલનું અથ-ઇતિ વાચન કર્યું હતું એટલું જ નહિ પણ પોતે બાઈબલનાં ઈસુ-વચનોમાંથી કડકડાટ ઉતારા કરી કરી સંભળાવતા અને એ સૂત્રોનાં જ શસ્ત્રો વડે સામાવાળાઓના પ્રશ્નોનો સચોટ નિકાલ કરતા હતા.

દોઢ વર્ષ પોતે પંજાબમાં ગાળ્યું; લાહોર, અમૃતસર, લુધિયાના વગેરે અનેક શહેરોમાં વાસ કરી કરી પોતાના માર્ગનું રહસ્ય ઠસાવ્યું. બ્રાહ્મસમાજનું પણ પંજાબમાં તો પરિબલ હતું, અને પોતે નિમંત્રણથી તેમના મંદિરમાં જઈને પણ વ્યાખ્યાનો આપ્યાં અને પુનર્જન્મમાં ન માનનારા એ સંપ્રદાયીઓને પ્રમાણો તેમજ દલીલોથી બતાવ્યુ કે પુનર્જન્મ છે જ છે.

મૂર્તિપૂજાના ખંડનથી પંજાબી હિન્દુઓ તેમજ પુનર્જન્મની હિમાયતથી બ્રાહ્મસમાજીઓ એટલા તો ડુભાયા કે સ્વામીજીના આતિથ્ય માટે ફાળામાં પૈસા દેવાની પણ

ના પાડી, ઉતારા મેળવવા પણ મુશ્કેલ પડ્યા, કાશ્મીરના મહારાજા કોપશે એવી પણ ડરામણી દેખાડવામાં આવી; અને છેવટે મુસ્લિમોની કોંડીમાં ઉતારો મેળવવો પડ્યો, તો ત્યાં બેસીને એમણે મુસ્લિમો રખે દુભાશે–ખિજાશે એવા કોઈ ડરથી પોતાની વાતને છુપાવી નહિ.

ગોરા પાદરીઓને સ્વામીજી જડબાંતોડ જવાબો દેતા છતાં સત્યથી કદી ન ચાતરતા. વૈદિક વર્ણવ્યવસ્થા પર ચર્ચા થતાં જ્યારે એક પાદરીને સ્વામીજીએ કહ્યું કે વેદોમાં તો ગુણકર્મ અનુસાર વર્ણો રચાયા છે, ત્યારે પાદરીએ પૂછ્યું કે, ' જો મારાં ગુણકર્મ ઉત્તમ હોય તો હું બ્રાહ્મણ કહેવાઉં ખરો ?'

' બેશક. ' સ્વામીજીએ ખાતરી આપી.

લાહોરમાં એમનો મત પૂરતી સંખ્યામાં ઝીલાતાં ત્યાં પણ આર્યસમાજ સ્થાપવાનો નિર્ણય થયો. પણ સમાજ સ્થાપવા અગાઉ સમાજના નિયમોનું નવસંસ્કરણ કરવું જોઈએ એમ વિચારી સ્વામીજીએ નિયમો નક્કી કર્યા:

૧. સર્વ સત્યો, સર્વ વિદ્યાઓ, તેમ જ વિદ્યાથી ઓળખી શકાતા સર્વ પદાર્થોનું મૂળ પરમેશ્વર છે.

૨. ઈશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, સર્વવ્યાપક અને પવિત્ર સૃષ્ટિકર્તા છે. એ જ ઉપાસના કરવા યોગ્ય છે.

૩. વેદ સાચી વિદ્યાઓનું પુસ્તક છે, વગેરે વગેરે.

આ નિયમ ત્રીજો જો કાઢી નખાય, અથવા કંઈ નહિ તો 'સાચી' શબ્દ રદ કરાય, તો અમે પણ સમાજમાં ભળી જઈએ એમ બ્રાહ્મસમાજીઓએ કહ્યું; પણ સ્વામીજીએ ના કહી આજે આપણને એ વાતનું વિસ્મય રહી જાય છે. વેદમા સર્વ સાચી વિદ્યા જ ભરી છે એવો આગ્રહ આજે અસ્થાને ગણાશે, પણ સ્વામી દયાનંદ આર્ય શાસ્ત્રોના તેમ જ ઇતર ધર્મોના પૂરાં તુલનાત્મક અભ્યાસને પરિણામે પોતાની પ્રખર બુદ્ધિ વડે એક એવી શ્રદ્ધા પર ઠર્યા હતા કે વેદ ઈશ્વરપ્રણીત છે. એ શ્રદ્ધા ભલે વિવાદાસ્પદ હોય, પણ પ્રામાણિક હતી, અને એટલી જ્વલંત શ્રદ્ધા જો ન હોત તો કદાચ તે યુગના ઉકરડાં સાફ કરવાનું અશકય બની જાત.

લાહોરના આર્યસમાજની રચનામાં એક મંગળ વાત બની. મુંબઈના સમાજની રચનામાં સ્ત્રીને સભ્ય બનવાનો અધિકાર મળેલો, પણ પ્રધાન અથવા મંત્રીપદની સાથે 'પુરુષ' શબ્દ લગાવીને એ બંધારણ ઘડનારાઓએ ધર્મમાં સમાનતાનો આદર્શ સંકુચિત કરી નાખ્યો હતો. સ્વામીજીની સમજાવટથી લાહોરના નિયમોમાં 'પુરુષ' શબ્દ ઊડી ગયો.

એક વાર પોતે લાહોરના આર્યસમાજના સાપ્તાહિક સત્સંગ (અઠવાડિક સભા)માં આવ્યા ત્યારે પ્રાર્થના અને ઉપાસના ચાલી રહી હતી. ગુરુદેવને આવતા દેખી સભ્યોએ ઊભા થઈ સન્માન કર્યું. પ્રાર્થનાની સમાપ્તિ પછી સ્વામી-

જીએ કહ્યું : 'ઉપાસનાને સમયે ઉપાસકને ઈશ્વરના સત્સંગમાં નિમગ્ન બનવાનુ હોય છે. પ્રભુથી મહાન કોઈ હોઈ શકે નહિ. આથી ઉપાસના સમયે ગમે તેવો ચમરબંધી આવતો હોય તોપણ ઊઠવું ન જોઈએ. એ સમયે તો કોઈનો આદરસત્કાર કરવો એ પણ ઉપાસનાધર્મનો અનાદર કર્યા બરોબર છે.'

આ સૂચનાનો તે દિવસથી કડક અમલ થવા લાગ્યો. ઈસ્લામમાં પણ આ જ તત્ત્વ છે. નમાજને ટાણે પહેલો આવનાર પહેલો ને પછી આવનાર પાછળ જ બેસે—ભલે પછી એ બાદશાહ હોય. માલિકની પ્રાર્થના ચાલતી હોય ત્યારે કોઈ કોઈને સત્કારી ન શકે. પોતે સમાજના સ્થાપક તરીકે પણ ઉપાસનાનું ગૌરવ વધુ વહાલું ગણ્યું એ એમની સ્વચ્છ દૃષ્ટિ દાખવે છે.

આર્યસમાજમાં પદવીઓ એનાયત કરવાની દરખાસ્તનો પણ એમણે વિરોધ કરી કહ્યું કે મેં કોઈ નવો મત નથી ચલાવ્યો, ગુરુ–ગાદીનો મઠ નથી બનાવ્યો, હું તો મઠવાદીઓના મઠોથી લોકોને સ્વતંત્ર કરવા ચાહું છું. પદવીઓ તો હાનિકર્તા છે.

પોતે 'પરમ સહાયક'ની પદવી સ્વીકારવાની તો ના કહી, પણ લાહોરના આર્યસમાજના સભ્ય તરીકે સ્વીકારાયા પૂર્વે તો એ સભાની અંદર એક પ્રસંગે મત આપવાની પણ ના કહી હતી

## હતાશા

'વત્સ! મારુ શરીર બહુ વખત હવે નહિ ટકે.' સ્વામીજીએ આ વચન સંવત ૧૯૩૯ના શ્રાવણમાં એક શિષ્યને યજ્ઞોપવીત આપતાં ઉચ્ચાર્યુ.

'મહારાજ!' શિષ્યે પૂછ્યું, 'આપના દેહ પર મોટો આઘાત પડ્યો જણાય છે.'

'હા બેટા, આ દેહ પર દારુણ વિષપ્રયોગો થયા છે. યોગક્રિયાઓ વડે, ઊલટી કરીને તેમજ બસ્તી-કર્મ દ્વારા આવા કાલકૂટ વિષોને દૂર કરી શકાય છે, પણ લોહીમાં મળી ગયેલું ઝેર પૂરેપૂરુ નથી નીકળી શકતુ. એ કારણે જ શરીરની આધાર-શિલા તૂટી ગઈ છે. જો મને ઝેર ન દેવામા આવ્યું હોત તો હું બતાવી દેત કે સો વર્ષ સુધી તો મારા દેહની કાંકરી પણ ન ખરત'

'તો ગુરુદેવ! આપ આપની ચલાવેલી ધર્મનૌકાના પક્કા નાવિક બની રહે તેવા શિષ્યો કેમ નથી તૈયાર કરતા?'

સ્વામીજીએ ગંભીર ભાવે કહ્યું: 'વત્સ! પહેલાં તો મે પાઠશાળાઓ ચલાવી અનેક પંડિતશિષ્યો બનાવ્યા. એ

લોકો મારી સામે હોય ત્યારે તો બહુ વિનય બતાવે છે, પણ મારાથી વેગળા પડે છે એટલે જેવા ને તેવા પૌરાણિકો બની રહે છે. હવે તો મને ખાતરી થઈ છે કે આ જન્મમાં મને લાયક શિષ્ય નહિ જ મળે. આનું પણ કારણ છે. હું તીવ્ર વૈરાગ્યવશ બની, યૌવનકાળમાં જ મારાં પૂજ્ય માતાપિતાદિ પરિવારનો ત્યાગ કરી મૃત્યુને જીતવાને માટે યોગાભ્યાસ કરવા ચાલી નીકળ્યો તેનાં જ ફળો હું ભોગવું છું. ઘર છોડતી વેળા મેં માતાની મમતાનો વિચાર ન કર્યો, પિતૃ-ઋણ પણ ન ઉતાર્યું. આ એવાં કર્મ છે કે જે મને સુયોગ્ય શિષ્ય મળવાના માર્ગમાં અંતરાય કરી રહ્યાં છે. પણ નિરાશાની કોઈ વાત નથી. મારા પરમ લક્ષ્યને પાર ઉતારનારાઓને આર્યસમાજ જ પેદા કરશે.'

આવી નિરાશા સાથે સંબંધ ધરાવતી એક દુઃખકથા છે. અમેરિકાવાસી કર્નલ ઑલકૉટ અને રૂસી રમણી મેડમ બ્લેવેટ્સ્કી, જેઓ થિયોસોફિકલ સોસાયટી નામની એક ધાર્મિક ભ્રાતૃભાવ પર ચાલતી આંતરરાષ્ટ્રીય સંસ્થાના સ્થાપકો હતાં, તેમણે વિદેશ બેઠે બેઠે સ્વામીજીના આર્યસુધારની વાતો જાણી હતી અને તેઓ સ્વામીજી સાથે પત્રવ્યવહાર પણ કરતાં હતાં. સ્વામીજીનાં તેઓ બન્ને શિષ્યો બન્યાં અને થિયોસોફિકલ સોસાયટીને પણ તેમણે આર્યસમાજનું એક અંગ બનાવી દીધી. તેઓ બન્ને હિન્દ આવ્યાં અને સ્વામીજી સાથે સત્સંગ સાધી આત્મા, પરમાત્મા, યોગાભ્યાસ વગેરે વિષયોમાં ઊંડા ઊતર્યાં. તેઓ પોતાને આર્ય કહેવરાવતાં, ભોંય પર બેસી ભોજન કરતાં, 'ઓમ્'નું પદક

અને યજ્ઞોપવીત પણ ધારણ કરી ચૂક્યાં હતાં. થોડા દિવસ બાદ મૅડમ બ્લૅવેટ્સ્કી સ્વામીજીની આજ્ઞા લઈ મુંબઈ ગયાં.

પછી સંવત ૧૯૩૭માં મુઝફ્ફરનગર ખાતે આર્યસમાજના બીજા વાર્ષિકોત્સવ પર હાજર થઈને સ્વામીજીએ જે બે ભાષણો આપ્યાં તેમાં થિયૉસૉફિકલ સોસાઈટીથી સાવધાન બનવાનો સ્પષ્ટ સૂર છેડ્યો, અને મૅડમ બ્લવેટ્સ્કીના ચમત્કારોની પણ કડક સમાલોચના કરી. એ બેઉ ભાષણો આર્યસમાજીઓને થિયૉસૉફિલ સોસાયટીથી અલગ થઈ જવાની ઘોષણારૂપ હતાં.

આમ કેમ બન્યું? જેઓ પોતાને સ્વામીજીનાં શિષ્ય કહેવરાવતાં, પોતાની સોસાયટીના પ્રધાનાચાર્યપદે જેમણે સ્વામીજીને સ્થાપેલા, જેમની સભાનાં સર્વ કાર્યો પર સ્વામીજીની અનુમતિથી તેમના નામની મ્હોર લગાવાતી હતી, તે બેઉ ગોરાં વિદેશીઓથી સ્વામીજીને એકાએક સાવધાન રહેવા જેવું શું લાગ્યું?

આર્યસમાજ અને થિયૉસૉફિકલ સોસાયટી વચ્ચે આ ચિરાડનાં કારણો સ્વામીજી અને મૅડમ બ્લૅવેટ્સ્કી વચ્ચે થયેલા છેલ્લા પત્રવ્યવહારમાંથી જડી રહે છે. આ પત્રવ્યવહાર સન ૧૮૮૦ ઑક્ટોબરનો છે. પહેલો પત્ર મુંબઈથી મૅડમ બ્લૅવેટ્સ્કી લખે છે તેમાંથી આટલા મુદ્દાઓ તરી આવે છે:

(૧) કોઈ અન્ય સભા–સમાજના સભ્યો આર્યસમાજને પોતાનાં સંઘમાં ભેળવવા માગે તો તેને સ્વામીજીએ એવો

ઉત્તર દેવાનું સમાજીઓને કહ્યું કે સમાન નિયમોવાળા સંઘ હોય તો તો વાંધો નથી, પણ ભિન્ન નિયમોવાળી સંસ્થાને ના કહી દેવી. આવા વલણને મેડમ બ્લેવેટ્સ્કીએ રોમના પોપની જહાંગીરી જેવું જણાવ્યું.

(૨) એક મત અને એક દેશવાળા આર્ય સભાસદો વચ્ચે જે મિત્રતા અને સ્નેહ જામી શકે તે વિદેશીઓનાં સમાજમાં સંભવે નહિ, એમ સ્વામીજીએ કહ્યું તે પણ થિયૉસૉફિકલ સોસાયટીને ઉદ્દેશીને જ કહ્યું છે.

(૩) થિયૉસૉફિકલ સોસાયટીના વિદેશવાસી સભ્યો તો આર્યસમાજી ભાઈઓને ભાઈ સમાન ગણે છે; પણ હિન્દવાસી અંગ્રેજ સભાસદો, ખાસ કરીને સિમલામાં રહેનારા અંગ્રેજો, સ્વામીજી સિવાયના બીજા સર્વ આર્યસમાજીઓ સાથે બંધુભાવે વર્તાવ કરવાની ના પાડે છે. પોલીસના સરકારી વડા અધિકારી હેન્ડરસને અમારી સોસાયટીના સભ્ય બનીને એ જ વાત કહી કે હિન્દીઓ અને ગોરાઓ વચ્ચે પડેલી ખાઈને પૂરવાનું જે કામ થિયૉસૉફિકલ સોસાયટી કરી શકશે તે સ્વામી દયાનંદની અનુદાર હિલચાલથી નહિ થઈ શકે. આર્યસમાજને અમે ભાઈઓ બરાબર કેમ જ માની શકીએ? તેઓનું આમ કહેવું હોવાથી થિયૉસૉફિકલ સોસાયટીમાં અમારે સભ્યો કરવા જોઈએ.

આના જવાબમાં સ્વામીજીએ લખેલો પત્ર પોતાનાં સોસાયટી સાથેનાં ભંગાણનાં સબળ કારણોને આગળ લાવનારો છે. દરેક મુદ્દાના જવાબ વાળતાં સ્વામીજી લખે છે કે—

(૧) તમારા અમેરિકાથી આવેલા પત્રો અને તે પછીની હિન્દ ખાતેની આપની મુલાકાતો દરમ્યાન તમે જ નક્કી કરેલું કે અમે સંસ્કૃત ભણશું અને અમારી સભાને સમાજની શાખા બનાવી દેશું.

(૨) મેં એક પણ તમારા સભ્યને આર્યસમાજી બનાવવાનો પ્રયત્ન નથી કર્યો; જ્યારે તમે એવા કરેલા યત્નો અનેક છે.

(૩) અમારા દેશવાસીઓની વચ્ચે જે સ્નેહભાવ જામી શકે તે બંધુભાવ અન્ય ભાષા બોલતા વિદેશીઓ સાથે ન જન્મે એ મેં કહ્યું છે ને હું માનું છું. એક ભાષાભેદને કારણે જ મારી અને તમ સરીખા યુરોપી મિત્રોની વચ્ચે પણ મેળ મળવાની કેટલી મુશ્કેલી પડે છે તે જોઈ લો.

(૩) તમે મારી સંમતિ વગર મારું નામ તમારા સભાસદ તરીકે રાખ્યું છે, તે બાબત મેં કર્નલ ઓલકોટને ઠપકો આપેલો.

(૪) તમે ઈશ્વરને કર્તાહર્તા નથી માનતાં એ તો આ ૧૯૩૭ના ભાદ્રપદની નવી વાત થઈ. તમે તે પૂર્વે તો મારા પૂછાણના જવાબમાં સ્પષ્ટ કહાવેલું કે તમે ઈશ્વરના કર્તૃત્વમાં માનો છો.

(૫) તમે લખો છો કે આર્યસમાજના નિયમની વિરુદ્ધ જતી તમારી સભાની મોટી વાત તો એ છે કે, તમે પ્રત્યેક ધર્મને આદર દઈ સર્વ ધર્મનાં લોકોને પોતાનામાં મિલાવી શકો છો, તેમના ધર્મમાં ઘાલમેલ નથી કરતાં, પણ બંધુ

બનાવવા તેમને મોગવો છો, અને તમારી સભાના સભાસદ બનવાથી તેમને તેમના ધર્મમાર્ગમા અડચણ કશી નથી પડતી

હું પૂછુ છુ કે તમારો ધર્મ કયો છે? જો તમે કહેતા હો કે તમારો ધર્મ અમુક ધર્મથી વિરુદ્ધ છે, તો કોઈ વિધર્મી તેમા ભળવા આવે નહિ, જો એમ કહેતા હો કે તમારો ધર્મ કોઈથી વિરુદ્ધ નથી, તો અન્યધર્મીઓને એમા ભળવા જરૂર શી છે? અન્યધર્મીને અધર્મી કહેવાવાળાએ આપસમા બધુભાવ કઈ રીતે રાખી શકે? રાખે તો તો તેમનો ધર્મ જાય છે, તેમ પોતાના ધર્મને પકડી રાખે તો તમારી સભાનો સભ્ય કેમ બની શકે? એક જ મનથી એક જ કાળે બે કાર્યો બની શકતા નથી

(૬) આહીંના અગ્રેજો આર્યોને ઠીક લાગે તેમ માને, હુ તો સર્વની સાથે મિત્રભાવે વર્તુ છુ તેઓ આર્ય ધર્મને તેમજ આ ભૂમિના ઇતિહાસને સમજશે તે દિવસે તેમનો ભ્રમ દૂર થશે

(૭) તને કાશી મને લખેલ પત્રમા જણાવ્યું હતુ કે કદીક હુ વેદને ત્યાગીશ તોપણ તમે વેદને નહિ ત્યજો

(૮) અમુક મનુષ્ય ઈશ્વરને કર્તાહર્તા માને તે જ કારણે જો એની સાથે પ્રેમ ન થઈ શકતો હોય તો પછી તમારી સસ્થાનો બધુભાવનો સિદ્ધાત કયા રહ્યો!

આ પત્રવ્યવહાર છેલ્લા સબધિવિચ્છેદનની ઘડીનો લાગે છે પણ અઢી વર્ષનો પાછલો ઇતિહાસ તપાસનાર કહે છે

કે આ ભંગાણનાં બીજ ક્યારનાં રોપાઈ ગયાં હતાં. કારણો એ લાગે છે કે એક તો દૂરવિદેશે બેઠાં બેઠાં આ બે જણાંએ સ્વામીજીની જે મોહિની અનુભવી હોય તે આંહીં આવીને અનુભવ થતાં, સ્વામીજી પ્રત્યેનો મોટો વિરોધ દેખીને ઓછી પણ થઈ હોય. સ્વામીજી અંગ્રેજી ન જાણે, પેલાં બેઉ સંસ્કૃત કે હિન્દી ન જાણે, તેથી દુભાષિયાઓએ વિગતવાર સચ્ચાઈથી આ બેઉને સ્વામીજીનાં મંતવ્યો ન પણ સમજાવ્યાં હોય. ત્રીજું, મેડમ બ્લેવેટ્સ્કી જે ચમત્કારો બતાવતાં તેને મળેલી મહત્તા સ્વામીજીને નાપસંદ હતી. કારણ કે એ ચમત્કારોને સ્વામીજી યોગસિદ્ધિ ગણતા નહિ તેમ ચમત્કારો બતાવવા તે ઉચિત પણ સમજતાં નહિ. પણ એક મોટું કારણ તો એ લાગે છે કે થિયોસોફિકલ સભામાં સરકારી હાકેમો ને રાજપુરુષો ભળવા લાગ્યા હતા અને તેમને આ સભાના પ્રધાન આચાર્યસ્થાન પર સ્વામીજી જેવા કટ્ટર રાષ્ટ્રવાદી પુરુષનું વર્ચસ્વ હોય એ ખટકતું હશે.

બાકી તો કશા જ આશ્ચર્યની વાત નથી કે સર્વ કોઈ પંથના અનુયાયીઓને એકત્રિત કરવાના ઉદ્દેશવાળી થિયોસોફિકલ સભા અને ચોક્કસ પ્રકારની કડક ધાર્મિક માન્યતાઓ પર મંડાયેલો આર્યસમાજ, એ બેઉ વચ્ચેનો મૂળ સંબંધ જ કૃત્રિમ હતો. વ્યવહારમાં એ ટકી શકે નહિ. વિચ્છેદ અનિવાર્ય હતો. દહીંદૂધમાં પગ રાખી શકાતો નથી.

તે વાતને જતી કરીએ, તો જે સમયે આ વિચ્છેદ થયો તે સમયની સ્વામીજીની મનોદશામાં વેદનાનું વલોણું

ઘૂમી રહ્યું હતું. મેરઠ આર્યસમાજના ઉત્સવ પરના છેલ્લા વ્યાખ્યાનમાં એ વેદના આ શબ્દોમાં વ્યક્ત થઈ:

'લોકો કહે છે કે તમે તો જે કોઈ આવે તેની આર્યસમાજમાં ભરતી કરી લો છો. મારો સ્પષ્ટ ઉત્તર આ છે, કે હું તો વેદને જ સર્વોપરી માનું છું–વેદ એક જ એવું પુસ્તક છે કે જેના ઝંડા તળે સમસ્ત આર્યો આવી શકે છે; એથી કરીને જે મનુષ્ય એમ કહે કે પોતે વેદમાં માને છે, અને આર્ય છે તેને આર્યસમાજમાં અપનાવી જ લેવો. એવા વિશ્વાસુનો અસ્વીકાર ન જ કરી શકાય. લોકો ભેદો પર વધુ નજર રાખે છે, પરંતુ તમે સૌ ભેદમૂલક કરતાં સુમેળ-મૂલક વાતો પર વધુ ધ્યાન દેજો.

' ને હવે તો તમારે સ્વાવલંબી બનવું જોઈએ. અત્યારે તો એવી અવસ્થા આવી ગઈ છે કે કોઈ પ્રતિપક્ષી આવે તો તમે તાર પર તાર કરીને મને જ તેડાવો છો. કોઈ સંશય પેદા થયો કે મારા પર જ લટકી રહો છો. ઉપદેશ કરાવવો હોય તોપણ મારા પર જ ભાર મૂકો છો. પરસ્પર ફાટફૂટ થાય, વૈમનસ્ય વધે, અણબનાવ અને વૈર પેદા થાય તો તેને મટાડવાની ચિંતા પણ મારે કરવી પડે છે ને દોડયા આવીને શાંતિ સ્થાપવી પડે છે. પણ મહાશયો! હું કંઈ સદાકાળ રહેવાનો નથી. મારું શરીર પણ ક્ષણભંગુર છે. આ દેહના કાચા ઘડાને પણ અંતે તો કાળના હાથે જ તૂટવાનું છે. વિચારો, મારી આંખ મિંચાયે તમે પાછળથી શું કરશો? તમારી ત્રુટિઓને તમે જ સ્વાવલમ્બનથી ઝટ પૂરી કરી

લો. મને શ્રદ્ધા છે કે એવા સમર્થો તમારામાંથી પેદા થશે અને આર્યસમાજનો મોટો વિસ્તાર થશે. એ વાડી ફૂલોથી લચી પડશે અને લીલીછમ રહેશે; પણ એ નિહાળવા હું નહિ હોઉં.'

આ વાણીમાં ભવિષ્યના ભણકારા હતા. સાંભળીને સર્વ આંખો છલછલી ઊઠી.

# મૃત્યુંજય

## ૧

'ઝેર દઈને કે હથિયાર ચલાવીને જો કોઈ મને નહિ મારી નાખે, તો આ મારો દેહ મનુષ્યની આવરદાની છેલ્લામાં છેલ્લી અવધિ સુધી જીવતો રહેશે; લગારે કરમાશે નહિ, ઢીલો પણ પડશે નહિ.'

મૃત્યુ સામેનો આ પડકાર સાઠ વર્ષની ઉમ્મરે મહર્ષિજીએ જોધપુરમાં ઉચ્ચાર્યો. જીવનનાં છેલ્લાં ત્રણ વર્ષ એ રાજસ્થાનમાં ઘૂમતા હતા અને રાજામહારાજાઓને ઠેકાણે લાવવા મથતા હતા. રાજાઓ તેમને અપૂર્વ સન્માન આપતા હતા.

'રાવરાજા તેજસિંહ જેવા જોરાવર સેવકો કોઈ વાર સ્વામીજીના પગ ચાંપવા બેસતા અને એ પગની પીંડીઓમાં આંગળી ખૂંચાડવા મથતા. પણ એ પીંડીઓના લોખંડી ગઠ્ઠાઓ ઊલટા તેઓની આંગળીઓને સમસમાવી મૂકતા. મૃત્યુ ભોંઠું પડીને પાછું વળી જાય એવો એ પહાડી દેહ આર્ય ધર્મના અમર સ્તંભ સરખો ઊભો હતો. પરંતુ વિધાતા એ વખતે જુદી જ વેતરણ કરી રહી હશે.'

ત્રણ ત્રણ વાર રૂબરૂ આવીને જોધપુરનરેશ જશવંત-સિંહજીએ સ્વામીજીને પોતાના દરબારમાં પગલાં કરવા વીનવ્યા. એ વિનવણીને વશ થઈ એક દિવસ સ્વામીજી દરબારમાં દાખલ થાય છે તો રાજાજીની પાસે વારાંગના 'નન્નીજાન'ને બેઠેલી ભાળી. સ્વામીજીને આવતા દેખીને તુરત જશવંતસિંહજીએ ઇશારત કરી. નન્નીજાન પાલખીમાં પેસી ગઈ. ઝપાટાભેર પાલખી દરબારગઢમાંથી અલોપ થઈ ગઈ.

સ્વામીજીએ એને જોઈ લીધી. એમનું હૃદય વીંધાવા લાગ્યું. લગારે થડકયા વગર નિર્ભય યોગીએ ફિટકારનો ધોધ વહેતો કર્યો કે, 'જોધાણનાથની આ દશા? રાજન્! કેસરીસિંહની ગુફામાં કૂતરીઓ દાખલ થઈ શકે? અરે, એ વેશ્યાઓને પેટે જન્મેલી રાજપુત્રીઓ પણ કયો ધંધો કરવાની? વેશ્યાનો! પોતાના જ વીર્યના સંતાનને વારાંગના બનાવવા રાજી હોય એવો કોઈ માનવી હશે? જોધપુરના ધણી! આપને આ ન છાજે. છોડી દો. છોડી દો.'

પીડાતે હૃદયે સ્વામીજી ચાલ્યા ગયા. તે દિવસ સાંજરે ભરી સભામાં પોતે બોલ્યા કે, 'આપણા દેશના મોટા પુરુષોનું સત્યાનાશ તો કયારનુંયે વળી ગયું હોત, પરંતુ તેઓના પાપના માચડા તો તેઓના ઘરમાં રહેલી પેલી જોગમાયા જેવી પત્નીઓના પતિવ્રતને લીધે જ હજુ ટકી રહ્યા છે. કુલવંતી એ આર્ય સતીઓએ જ પોતાના ધર્મ વડે પાપી ભરથારોની રક્ષા કરી છે.'

૨

મહારાજા પ્રતાપસિંહજીને સ્વામીજીએ નીચે પ્રમાણે પત્ર લખ્યો :

'માન્યવર શૂરવીર મહારાજા શ્રી પ્રતાપસિંહજી ! આનંદિત રહો. આ પત્ર બાપુને પણ વંચાવજો.

'મને બહુ જ શોક થાય છે કે જોધપુરાધીશ અત્યારે આળસ વગેરે વિલાસમાં ગરક છે અને આપ તથા બાપુ રોગિયલ બન્યા છો. આ રાજ્યમાં સોળ લાખથી વિશેષ વસ્તી છે. એના રક્ષણ અને કલ્યાણનો મોટો બોજો આપ બહુ ઉઠાવી રહ્યા છો. એનો સુધારો-બગાડો પણ આપ ત્રણ જણા ઉપર ટકી રહ્યો છે. છતાં આપ ત્રણે જણા શરીરની રક્ષા પ્રત્યે બહુ જ ઓછું ધ્યાન આપો છો એ કેટલું શોચનીય !

'હું માગું છું કે મારા કહ્યા મુજબ આપ આપની દિનચર્યા સુધારી લ્યો, કે જેથી માત્ર મારવાડના જ નહિ, પણ આખા આર્યાવર્તના કલ્યાણમાં આપની કીર્તિ બોલાય. પછી તો જેવી આપની મરજી !

લિ.

'આશ્વિન વદી ત્રીજ : ૧૯૪૦. દયાનંદ સરસ્વતી'

એક બાજુ આ પત્ર લખાઈ રહ્યો છે. બીજી બાજુ સાપણી પોતાની દાઢમાં ઝેર ભરી રહી છે. નન્નીજાનના મનસૂબામાં સ્વામીજીનો કાળ રમવા લાગ્યો છે. એ સમજતી હતી કે સ્વામીએ ભલભલેરાઓને પણ વેશ્યાના સંગ

તજાવ્યા છે. મહર્ષિને એણે પોતાનો જમદૂત જાણ્યો, એના હૃદય–અંધકારમાં કાવતરું શરૂ થઈ ચૂક્યું.

જોધપુર આવ્યાને પાંચમો જ મહિનો જાય છે ત્યાં સ્વામીજીનો વફાદાર સેવક કલ્લૂ પાંચસો–છસો રૂપિયાનું દ્રવ્ય ચોરીને અલોપ થાય છે. જોધપુરમાં જાણ થઈ. મહારાજા જશવંતસિંહજીની આજ્ઞા છૂટી કે ચોરને પાતાળમાંથી પણ પકડી આણો. પરંતુ એ ન પકડાયો; ડંખ દઈને કાળો વીંછી સરકી જાય તેમ એ સરકી ગયો. એને મારવાડના પહાડની કે માર્ગોની લગારે પિછાન નહોતી. છતાં એ શી રીતે–ક્યાં છુપાયો! સ્વામીજીને સંદેહ ગયો. કાવતરાનો પહેલો દાવ પોબાર! બીજો દાવ રમાય છે.

સંવત ૧૯૪૦ના આસો વદિ ચૌદશની રાત્રીએ સ્વામીજીએ પોતાના રસોયા પાસેથી દૂધ લઈને પીધું. પોઢી ગયા. જરા વાર આંખો મળી ત્યાં તો પેટમાં વેદના ઊપડી. જાગી ઊઠ્યા. ત્રણ વાર ઊલટી કરી; પણ પાસે સૂતેલા સેવકોને ન જગાડ્યા. પ્રભાતે પોતે ઊઠ્યા, વેદના ઊપડી, ઊલટી કરી, પણ જીવ મોળો પડવા લાગ્યો. જઠરમાં શૂળા ભોંકાવા લાગ્યા. રાજના દાક્તર દોડ્યા આવ્યા; કૈંક ઓષધિઓ આપી. પણ કોણ જાણે શા ભેદથી ઉપચારની અસર ઊંધી જ થતી ગઈ. ગળું સુકાવા માંડ્યું; લોહીના બિન્દુએ બિન્દુમાંથી જાણે કે જીવન શોષાતું ગયું; છતાં ન અરેરાટ, ન સીસકાર કે ન ગભરાટ! વહાલું વહાલાને લેવા આવે તેમ જાણે કે યોગી મૃત્યુને આલિંગન લઈ

રહ્યો છે. આખરે બહુ દવાઓને પરિણામે એમનો આત્મારામ થોડા દિવસ ટક્યો. પણ બિછાનામાં કાળી બળતરા ઊઠતી હતી. પિંજરના દ્વારમાંથી પ્રાણપંખી પાંખો ફફડાવવા લાગ્યું.

આવી દશામાં સ્વામીજીને આ વિષપ્રયોગના કાવતરાની જાણ થઈ. એ મહાજ્યોતને બુઝાવનારા પોતાના રસોયા જગન્નાથને એમણે પોતાની પાસે બોલાવ્યો. જગન્નાથે અપરાધ કબૂલ કર્યો. સ્વામીજીની ગંભીર મુખમુદ્રાની એક રેખાયે ન બદલી. દયાર્દ્ર શબ્દે એમણે કહ્યું, 'ભાઈ જગન્નાથ, મને બીજું કાંઈ નથી, પણ મારા જીવનનું કામ અધૂરું રહી ગયું. તને ખબર નથી કે તારે હાથે કેટલા બધા જીવોને નુકસાન થયું છે પણ કાંઈ નહિ, ભાઈ! લે આ થોડા રૂપિયા હું તને આપુ છું. એ લઈને તું તાબડતોબ આ રાજ્યના સીમાડા છોડી દે. નેપાલમાં જઈને છુપાઈ જા. નહિતર, અહીં જો જરાયે વાત ફૂટશે તો તારા લોહીનું બિન્દુએ બિન્દુ નીચોવી લેશે. જગન્નાથ, ભાઈ, જા! વાર ન લગાડ. મારા તરફથી નિર્ભય રહેજે, હું તારી વાત બહાર નહિ પાડું.'

પંદર વરસ વેશ પલટીને જગન્નાથે તિબેટમાં કાઢ્યાં, તેના પુરાવા મળે છે.

ત્રીજે દિવસે સ્વામીજીને પાલખીમાં બેસાડી આબુરાજ લઈ જવામાં આવ્યા. જોધાણનાથ પગે ચાલીને વળાવવા આવ્યા. એના હૃદયમાં ઊંડી દિલગીરી વ્યાપી હતી. વિદાય

દેતી વખતે તેનું હૈયું ભરાઈ આવ્યું, કેમ કે ભારતવર્ષની સત્યજ્યોતને બુઝાવવાનું પાતક એના રાજ્યદ્વાર પર ચડતું હતું.

સ્વામીજીએ મહારાજાને દિલાસો દીધો, 'રાજન, ચિંતા ન કરશો. પ્રભુનાં નિર્માણ મિથ્યા નથી થતાં.'

સંધ્યા સમયે એમણે જોધપુરના પાદરને છેલ્લા રામ રામ કર્યા. આબુમાં એક નિપુણ દાક્તરની દવા હાથ બેઠી. દીવડામાં તેલ પુરાવા લાગ્યું. ત્યાં બીજી ફૂંક લાગી. સરકારી તબીબીખાતાનો લાલરંગી હુકમ છૂટ્યો કે દાક્તર લક્ષ્મણદાસે તાબડતોબ અજમેર ચાલ્યા જવું. દાક્તરે રાજીનામું આપ્યું. કોણ જાણે શો સંકેત કામ કરી રહ્યો હતો. રાજીનામું નામંજૂર થયું, દાક્તર ગયા. સ્વામીજીને પણ અજમેર ઉઠાવી ગયા. પણ પછી તો હાથ ખંખેરી નાખ્યા.

સાંજ પડતી આવે છે. જીભ પર, મોંમાં, માથામાં અને દેહને રોમે રોમે ફોલ્લા ઊપડચા છે. છતાં સ્વામીજીએ હજામને બોલાવી શિર પર મુંડન કરાવ્યું, નખ ઉતરાવ્યા, એક શિષ્યનો આધાર લઈને પોતે પલંઠી વાળી બેઠા, પછી અત્યંત વત્સલતા સાથે કહ્યું, 'બેટા આત્માનંદ, તારે કાંઈ જોઈએ છે?'

આત્માનંદજીનાં નેત્રોમાંથી અશ્રુધાર. ચાલી. એણે રડતાં રડતાં કહ્યું, 'આપને પ્રભુ આરામ આપે એથી વધીને બીજી કશી ઇચ્છા આ ત્રણે ભુવનમાં મારે નથી રહી.'

મહર્ષિજીએ હાથ લંબાવીને આત્માનંદજીના મસ્તક

પર મૂકયો, બોલ્યા, 'બેટા, ગભરાવુ નહિ. કર્તવ્યનું પાલન કરતાં સદા આનદમાં રહેજે. સંસારમા સયોગ-વિયોગ તો સ્વાભાવિક છે.'

પોતાની સગી જનેતા મરતી હોય ને જેમ ધાવણાં બચ્ચાં રડે તેમ ચેલા રડયા. મહર્ષિજીએ બબ્બે રૂપિયા અને બે દુશાલા મગાવી બને શિષ્યોને ભેટ દીધા બંને જણાએ એ વસ્તુઓ પાછી મૂકી દીધી. પછી મહર્ષિજીએ તે દિવસનાં વારતિથિ પૂછયાં ઓરડાની ચોમેર નજર કરી દીધી વેદ-પાઠ આરભ્યો એ સ્વરોના ગુજનમાં, કંઠમાં કે ઉચ્ચારમાં કયાયે નિર્બળતાનો અંશ પણ નહોતો.

વેદના મત્રો પૂરા કરી પુલકિત અગે સંસ્કૃતમાં પર-માત્માની યશગાથાઓ ઉપાડી. સમાધિમાં બેઠા. મુખમંડળ ઉપર પ્રસન્નતાનો ઝગહળાટ પથરાઈ ગયો. આખરે કમળશાં નેત્રો ઉઘાડી 'હે દયામય, તારી ઇચ્છા! ઓ દેવાધિદેવ, તારી જ ઇચ્છા! વાહ પ્રભુ. કેવી તારી લીલા!' એમ ગુંજારવ કરતાં કરતાં જન્મોજન્મનાં કર્મોને ખાક કરી, સંવત ૧૯૪૦ની કાર્તિકી અમાસ ને મંગળવારે એ આત્માની જ્યોત મહાજ્યોતમાં મળી અને જગત ઉપર સંધ્યાનાં અંધારાં ઊતર્યાં.

# તપસ્વીની તેજ-ધારાઓ

*મહર્ષિજીનું જીવનચરિત્ર વીરત્વની વિધવિધ ઘટનાઓથી ભરપૂર છે. મણિ-રત્ન જેવું એ માનવ જીવન પોતાના પ્રત્યેક પાસામાંથી તેજ ઝગાવી રહ્યું છે. જગતના રોષ, તિરસ્કાર અને દ્વેષનું ઝેર ઘોળી ઘોળીને પીતાં પીતાં તેના બદલામાં એ યોગીવર પોતાના આત્મમંથનમાંથી જેવું અમૃત વહેરી વહેરીને આપ્યું છે, તેની સાક્ષી દેતા આ જીવન-પ્રસંગો છે. આપત્તિની ઝીંસવટમાં જ મહત્તાની કસોટી છે. એ કસોટીની જ્વાળા વચ્ચે ઝળહળતા મહર્ષિ દીપી ઊઠે છે. એના સિદ્ધાંતો સાથે મતભેદ ધરાવનારાઓને પણ એની મહાનુભાવતાની આ ઘટનાઓ સત્યનું ભાન કરાવે છે. મતભેદો તો જગતમાં પડ્યા રહેશે. સમજના ચરુ કેવળ આવી જીવન-ફોરમો*



હજારો વર્ષો થયાં અબોલ બની ગયેલા ગંગાજીના કિનારાઓ ઉપર ફરી વાર શુદ્ધ વેદ-મંત્રો ગુંજી ઊઠયા છે, ઋષિમુનિઓનો વારસદાર વીર દયાનંદ રાજપૂતોના ગામડેગામડાં ચીરતો ઘૂમે છે. ચાલીસ-ચાલીસ, પચાસ-પચાસ રાજપૂતો પંક્તિમાં ગોઠવાઈને ગંગા-તીરે ખડા થાય છે. એ તમામને યજ્ઞોપવીત પહેરાવતા, દયાનંદજી ગાયત્રીના સિંહનાદ ગજાવે છે. અને કેટલેય કાળ વીત્યા પછી પહેલી જ વાર, સંસ્કૃતિમાતાના સ્તન પરથી દૂર ફેંકાયેલા, ધાવણાં, નિઃસહાય સંતાનો સરખી સ્ત્રીજાતિને આજ ગાયત્રી-જપવાનો અધિકાર પણ મહર્ષિ દયાનંદે જ અર્પણ કર્યો

## ક્ષમાવીર

૧

સોંરો ગામમાં એક વાર સ્વામીજી ઉપદેશ આપી રહ્યા છે. તે વખતે એક કદાવર, પહેલવાન, વિકરાળ જાટ આવી પહોંચ્યો. મોં ઉપર રોષ સળગે છે, ભવાં ચડી ગયાં છે, ખભા પર ડાંગ રહી ગઈ છે; લાલઘૂમ નેત્રો ફાડતો ને હોઠ પીસતો એ રાજપૂત સભાને ચીરીને સડસડાટ સ્વામીજીની સન્મુખ આવી ઊભો રહ્યો. એના મોંમાંથી અંગારા ઝરવા લાગ્યા, 'રે ધૂર્ત, તું સાધુ થઈને મૂર્તિપૂજાનું ખંડન કરે છે? ગંગામૈયાને નિન્દે છે? દેવોની વિરુદ્ધ બકવાદ કરે છે? હવે બોલ જલદી, તારા કયા અંગ ઉપર આ ડાંગ લગાવીને તને પૂરો કરી નાખું?'

આખી સભા થરથરી ઊઠી. પણ સ્વામીજીએ તો રતિ માત્ર ચલાયમાન થયા વિના, એની એ જ ગંભીર મુખમુદ્રા રાખીને હસતાં હસતાં ઉત્તર આપ્યો:

'ભાઈ! મારો ધર્મપ્રચાર જો તને અપરાધ જ લ હોય, તો અપરાધ કરનાર તો આ મારું મસ્તક

માથું જ મને આવી વાતો સુઝાડે છે. માટે તારે સજા કરવી હોય તો એ અપરાધી માથા ઉપર જ તારી ડાંગ ફટકાર, બેટા!'

એ ક્ષમાવીરનાં નેત્રોની જ્યોત પેલા જાટનાં નેત્રોમાં પડી. ધગધગતો અંગાર જાણે કે જળધારા વડે બુઝાઈ ગયો. સ્વામીજીના ચરણોમાં એ ઢળી પડ્યો, રડવા લાગ્યો. સ્વામીજી બોલ્યા, 'વત્સ! તેં કશુંયે પાપ નથી કર્યું. અથવા કદાચ તેં મને માર્યો હોત તોપણ શી ચિંતા હતી? જા, પ્રભુ તને સન્મતિ દેજો!'

૨

સેંકડો રાજપૂતોને યજ્ઞોપવિત દેતા દેતા સ્વામીજી ગામોગામ ઘૂમી રહ્યા હતા. એક વખત કર્ણવાસમાં એમનો પડાવ હતો. ગંગાસ્નાનના મેળા પર હજારો માનવી એકઠાં થયેલાં હતાં. બરોલીના ઠાકોર રાવ કર્ણસિંહ પણ આવેલા. આ રાવને વૈષ્ણવ પંથનો એવો તો નાદ લાગેલો કે પોતાના નોકર ચાકરને–અરે ગાય, ભેંસ તેમ જ ઘોડાઓને કપાળે ને કંઠે પણ તે બલાત્કાર કરીને તિલક–કંઠી લગાવી રહ્યા હતા. એક રાત્રીએ એના મુકામ પર રાસલીલા રમાતી હતી. સ્વામીજીને પણ પંડિતો બોલાવવા આવ્યા.

સ્વામીજીએ કહ્યું: 'એવા હલકા કામમાં હું ભાગ નહિ લઈ શકું. આપણા પૂજનીય પુરુષોનો તમે વેશ ભજવી રહ્યા છો, એ કૃત્ય તો ધિક્કારને પાત્ર કહેવાય.'

રાવ કર્ણસિંહને આ અપમાનનો ઘા વસમો લાગ્યો. બીજે દિવસે સાંજરે પોતાના મંડળને લઈ ખુન્નસભર્યો રાવ આવી પહોંચ્યો. સ્વામીજી ઉપદેશ કરી રહ્યા છે. શ્રોતાઓ શ્રવણમાં તલ્લીન છે. રાવને આવેલા જોઈ સ્વામીએ સત્કાર કર્યો કે, 'આવો.'

'ક્યાં બેસીએ?' કડક સ્વરે રાવ ગરજી ઊઠયા.

'જ્યાં આપની ખુશી હોય ત્યાં.' હસીને સ્વામીજી બોલ્યા.

'તમારી પડખે જ બેસીશું.'

'ખુશીથી; આવો, બેસો.' કહી સ્વામીજીએ પોતાના આસન પરથી ચોથી હટાવી લીધી.

પણ રાવને તો ટંટો જ મચાવવો હતો. એના મદોન્મત્ત કંઠમાંથી વચનો નીકળ્યાં કે 'સંન્યાસી થઈને રાસ–લીલામાં હાજરી ન આપી તેની લજ્જા નથી આવતી?'

મંદ મંદ હસતા મહર્ષિએ જવાબ વાળ્યો:

'રાવ મહાશય, આપના પૂજ્ય પૂર્વજોના વેશ લઈને હલકાં મનુષ્યો નાચે અને આપ ક્ષત્રિયો બેઠા બેઠા એ નાટક ઉપર ખુશી થાઓ, એની લજ્જા તો આપને જ આવવી ઘટે. કોઈ સાધારણ લોકો પણ પોતાનાં કુટુંબીજનોના વેશ જોઈને કદી ખુશી થાય ખરા કે?'

'અને તમે ગંગામૈયાની પણ નિન્દા કરો છો, ખરું કે?'

'ના ભાઈ, હું ગંગાની નિન્દા નથી કરતો, પણ ગંગા

જેવી અને જેટલી છે તેવી અને તેટલી જ હું એને વર્ણવી બતાવું છું.'

'એટલે ? ગંગા કેટલી છે ?'

કમંડળ ઉઠાવીને સ્વામીજી બોલ્યા, 'જુઓ, મારે માટે તો આ કમંડળ ભરાય તેટલી જ.'

કર્ણસિંહના હોઠ કમ્પી રહ્યા હતા.

સ્વામીજી ફરી વાર બોલ્યા: 'રાવ સાહેબ, આપના કપાળમાં આ તિલક શાનું છે?'

'એ 'શ્રી' છે. એને ન ધારણ કરનાર ચંડાળ છે.' રાવે ડોળા ફાડયા.

'આપ કયારથી વૈષ્ણવ થયા ?'

'કેટલાંયે વર્ષો થયાં.'

'અને આપના પૂર્વજો પણ વૈષ્ણવ હતા કે ?'

'ના.'

'ત્યારે આપના કથન પ્રમાણે તો આપના પૂર્વજો તેમ જ થોડાં વર્ષ પૂર્વે આપ પોતે પણ ચંડાળ જ હતા એમ ઠર્યું !'

રાવનો હાથ તલવારની મૂઠ ઉપર ગયો અને એણે ત્રાડ દીધી: 'મોં સંભાળીને બોલ !'

બીજા દસબાર હથિયારબંધ લોકો હતા, તેના પંજા પણ પોતપોતાની તલવાર પર ગયા. શ્રોતાઓ ડરી ગયા. પણ સ્વામીજીએ તો પોતાની ગંભીર વાણીમાં શરૂ રાખ્યું

કે, 'શીદને ડરો છો? કશી ચિંતા નથી. મેં સત્ય જ કહ્યું છે.

રાફડામાંથી ભભૂકતા ફણીધરની માફક રાવ કર્ણસિંહ ફુંકાર કરતા ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. એનો જમણો હાથ વારંવાર ખડ્ગની મૂઠ પર જવા માંડ્યો. પરંતુ સ્વામીજીએ તો મોં મલકાવીને જ શાંત વાણી ઉચ્ચારી કે, 'રાવ સાહેબ, વારંવાર ખડ્ગ શા માટે ખખડાવો છો? જો શાસ્ત્રાર્થ જ કરવો હોય તો પછી આપના ગુરુજીને તેડી લાવો; પણ જો શસ્ત્રાર્થ જ કરવો હોય તો પછી અમને સંન્યાસીને શીદ ડરાવો છો? જઈને જયપુર-જોધપુરની સાથે બાખડો ને!'

કોપ-જ્વાળામાં સળગતો રાવ તલવાર ખેંચીને સ્વામીજીની સામે ધસ્યો. એક વાર તો સ્વામીજીએ ધક્કો દઈને દુશ્મનને પાછો નાખ્યો, ત્યાં તો ચોગણો કોપ કરીને રાવ ફરી વાર ધસ્યો. સ્વામીજી પર તલવાર ફરવાની જરાયે વાર નહોતી. પણ સ્વામીએ ઊભા થઈને ઝપાટામાં પોતાનો પંજો પહોળો કરી રાવના હાથમાંથી તલવાર ઝાલી ઝૂંટવી લીધી અને તલવારની પીંછીને જમીન ઉપર ટેકવી મૂઠ પર એક એવો દાબ દીધો કે 'કડાક' કરતા એ તલવારના બે ટુકડા થઈ ગયા. રાવનું કાંડું પકડીને સ્વામીજીએ કહ્યું, 'કેમ, હવે હું તમારા પર પ્રહાર કરીને બદલો લઉં એવી તમારી ઈચ્છા છે ખરી?'

રાવનું મોં ઝંખવાણું પડ્યું.

'રાવ સાહેબ, તમારા અત્યાચારથી ચિડાઈને હું

તમારું બૂરું ચિન્તવું નહિ. હું સંન્યાસી છું. જાઓ, પ્રભુ તમને સન્મતિ આપે !'

તલવારના બંને ટુકડા સ્વામીજીએ દૂર ફગાવી દીધા. રાવ રવાના થઈ ગયા. આ ઉગ્ર ઘટના બની તે વેળા પચાસ માણસો સ્વામીજી પાસે બેઠાં હતા. તેઓએ એવો આગ્રહ કર્યો કે રાવને અદાલતમાં ઘસડવા જોઈએ.

સ્વામી કહે, ' એ કદી ન બને. એ બિચારો તો પોતાની ક્ષત્રીવટ ચૂક્યો, પણ હું મારા બ્રાહ્મણત્વમાંથી શા માટે લથડું ?'



' ભક્તજનોએ આવીને સ્વામીજીને વીનવ્યા કે લોકો આપની જિંદગી લેવા વારંવાર હુમલા કરે છે. તો આપ અહીં ઉઘાડા સ્થાનમાં ન રહેતાં અમારા અંદરના ખંડમાં રહો.'

સ્વામીજી કહેતા કે, ' ભાઈ! અહીં તો તમે રક્ષણ કરશો, પણ હું બીજે જઈશ ત્યાં કોણ બચાવવાનું હતું ? મને તો પ્રભુ જેવડો ચોકીદાર મળ્યો છે. મને કશો ભય નથી.'



એક દિવસ સભાની વચ્ચોવચ્ચ એક કાલીનો ઉપાસક બ્રાહ્મણ નશામાં ચકચૂર થઈને આવ્યો અને ગાળો દેતાં દેતાં સ્વામીજીની સામે પગરખું ફેંક્યું. પગરખું તો સ્વામીજીને ન વાગતાં વચ્ચે જ પડી ગયું, પણ ત્યાં બેઠેલા સાધુઓની આંખોમાં ખુન્નસ ભરાઈ આવ્યું. તેઓ આ બ્રાહ્મણને પકડીને મારવા મંડ્યા. સ્વામીજીએ તેઓને અટકાવીને કહ્યું, ' શા માટે ? મને કંઈ જ દુઃખ નથી. અને

કદાપિ જોડા મને વાગ્યો હોત તોપણ એ ક્યાં રામ-બાણ હતું.'



'મહારાજ, એકલા એકલા આપ હસી કાં રહ્યા છો?' એક દિવસ ભક્તોએ પૂછ્યું.

'જુઓ, એક માણસ અહીં ચાલ્યો આવે છે. હમણાં તમને એનો તમાશો બતાવું.' સ્વામીજીએ જવાબ દીધો.

ત્યાં તો એક બ્રાહ્મણ મિષ્ટાન્ન લઈને આવી પહોંચ્યો. 'સ્વામીજી! નમો નારાયણ!' કહીને એણે મિષ્ટાન્નની ભેટ ધરી.

સ્વામીજીએ કહ્યું, 'લ્યો, થોડું તમે પણ ખાઓ, હું પણ ખાઉં.'

પરંતુ પેલા માણસે મીઠાઈ ન લીધી. સ્વામીજીએ ત્રાડ મારીને કહ્યું, 'ખાઓ, કેમ નથી ખાતા?'

બ્રાહ્મણ કાંપી ઊઠ્યો. એણે બે હાથ જોડ્યા. સ્વામી-જીએ પાસે બેઠેલા એક કૂતરાને બટકું ખવરાવ્યું; તુરત જ કૂતરો ઢળી પડ્યો.

હસતાં હસતાં પોતાના ભક્તોને આ ઘટના બતાવીને પોતે બોલ્યા, 'આટલા માટે હું હસતો હતો. આ વિષ-પ્રયોગ જોયો?'

ભક્તો પોલીસને બોલાવવા ઊઠ્યા. સ્વામીજી કહે, 'એ ન જ બને. જુઓ, એ બાપડો થરથરે છે. એને એટલી સજા બસ થશે.'

બ્રાહ્મણને છોડી દેવામાં આવ્યો.



'છોકરાઓ!' અમૃતસરમાં એક દિવસ એક પાઠશાળાના શિક્ષકે પોતાના નાની વયના વિદ્યાર્થીઓને શીખવ્યું, 'ચાલો, આજે આપણે એક સ્થળે કથા સાભળવા જવાનું છે. તમે તમારાં દફતરોમાં ઈંટોના ટુકડા ભરી લો. ત્યાં હું ઇશારો કરુ કે તુરત જ તમે એ કથા કહેનારની ઉપર ઈંટોનો મારો ચલાવજો હો! કાલે તમને લાડુ આપવામાં આવશે.'

કથાકાર તો મહર્ષિ દયાનદ વિના બીજો કોણ હોય! બાળકો સહિત ગુરુજી કથામા ગયા સાંજ પડી અને અંધારું થયુ કે તત્કાળ ગુરુજીએ આજ્ઞાંકિત છોકરાઓને ઇશારત કરી. તત્કાળ સ્વામીજીના માથા પર ઈંટોનો વરસાદ વરસવા લાગ્યો. આખી સભા ખળભળી ઊઠી. પણ સ્વામીજીએ સૌને શાંત પાડયા. પોલીસના અધિકારીઓએ એ બાળકોમાંના કેટલાએકને પકડીને સ્વામીજીની પાસે હાજર કર્યા. પોલીસના પંજામાં સપડાયેલા એ બટુકો ચોધાર રડતા હતા. ડૂસકા ભરતાં ભરતાં તેઓએ કબૂલ કર્યું કે અમારા પંડિતજીએ અમને લાડુની લાલચ દઈને આ કૃત્ય અમારે હાથે કરાવ્યું હતું.

સ્વામીજીએ એ જ પળે લાડુ મંગાવ્યા, બાળકોને વ્હેંચી દીધા અને કહ્યું, 'બચ્ચાઓ, તમારા પંડિતજી તો

